બનામે યઝદાં.

# ફીરદોસી-શાહનામું.

તમામ

## ગુજરાતી રંગીન બએતોમાં

ભાગ ૧૦ મો.


રચનાર

રૂસતમ નઓશેરવાન માસ્તર

મુ તખલ્લુસ

બ

આદીલ.



ઇ. સ. ૧૯૨૩, જુલાઇ. કીંમત રૂા. ૨.

# દીબાચેહ



(બએત)

સદો લાખ છે શુક્ર યઝદાંનના,
હયાવંત દાદાર દઇયાંનના.

નમન તુને યા દાદગંર દાદરસ,
નમન તુને ગેતીના ફર્યાદરસ.

કે તુંજ મેહેરથી કીરદેગારે જહાંન,
બની ઝઇફ મારી કલમ નઓ જવાંન.

લખાવટ, કે જેણે લખી તેઝતર,
તુસી ફીરદુસીના આ શાહી ગોહર.

એવું પાક પરવર કીધું તેં કરમ,
થયું જેથી દફતર આ દસ્મું ખતમ.

(આદીલ)

શુક્ર તુજ હઝારો હઝાર યા પાક યઝદ! યા ગેતી, અને મિનોઇના, માહાંન મઝદ! કે તું રહમના દરિયાવની રહમથી, શાઅરાંન શાઅર ફીરદુસી તુસીના ફારસી શાહનામાના ઑલેઑલ ગુજરાતી તરજુમાનું રસિક, અને રંગીન બએતોથી રચાયલું આ મારૂ દસ્મું વૉલ્યુંમ, બનતી ઊતાવળ, ખંતીલી કોશીશ, તથા ભારે ઝેહમતોથી, ઘણુજ જલ્દી બાહાર પાડવામાં હું ફતેહમંદ થયો છું કે જેને માટે ફરી અને ફરી તુજ પાક કીરદએગાર, દાવરો દાદારના બુલંદ અહેસાંનો માટે મુજ ખાકી સર ખાકમાં મસળી, તારા કોડો શુક્રીઆ અદા કરૂ છું.

શાહનામાનો સંગીન તરજુમો! અને તે પણ વળી રંગીન બએતોમાં તેવીજ ઢબછબ, તેવીજ રચનકળા, અને તેવાંજ મઝમુનમાં રચિ, પ્રસિદ્ધ કરવાના આ મારા બિકટ સહાસને ઘણોજ આગ્રાંન, અને ફતેહમંદ બનાવવા માટે, જે ધરખમ મદદ. તથા સમ્પૂર્ણ આસરો, સખી વજુદ માનવંત સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલા તરફથી ચાલુ અને ચાલુ મળતો રહયો છે (કે જેમણાં એવા ભારી ટેકા વિના, મારાં આગળાં દરેક વૉલ્યુમો, હાલના ચાલુ વૉલ્યુમો, તથા ભવિષ્યમાં મારાં નીકળનારાં વૉલ્યુંમો કદી પણ બાહાર પડી શકેજ નહીં એમ મારે બાહિમ્મત કેહવું જોઇયે છે.) જેને માટે હું મારાં ખરાં અંતકરણથી એવણ કદરદાંન શેઠનો આ તકે ભારે ઉપકાર માનું છું.

તે ઊપરાંત મારાં માયાળુ માનવંત ગ્રાહાકો, તથા માનવંત ઝરથુશ્તી જશન કમિટી. ભાઈબંધ મંડળી, સર જમશેદજી જીજીભાઈ ત્રાંન્સલેશન ફંડ, તેમજ બીજાં કેટલાંક ધાર્મિક મંડળો, કે જેઓ સારી સંખ્યામાં મારાં વૉલ્યુમો ખરીદી મને ધરખમ આસરો આપતાં આવ્યાં છે, તે સર્વેનો પણ આ જગ્યે ભારે ઊપકાર માનું છું.

આં મારૂ દસમું વૉલ્યુંમ, આપણી કોંમના માહ આએદ દસ્તુર જમશીદ બીન સોહરાબ કુકા, કે જેઓ અશોઈ, અને પરહેઝગારીમાં અશો, તથા નજુમ, અને અગમ નિગામમાં, બે મીસાલ હતા, તથા ધાર્મિક સખાવતો છુટટે હાથે કરી કીર્તિની કલગી અંમ્મર કરી ગયા છે, તે મરહુમના અશો, અને પવિત્ર ફરોહરને દીલોજાનથી અર્પણ કરૂ છું.

ખાકસાર,

રૂસતમ નઓશેરવાન માસતર

(આદીલ)

# બે બોલ.

મારાં માનવંત ગ્રાહકો, કે જેઓ માનવંતોએ પોતાના મુબારક નામો મારાં દરેક વૉલ્યુમો (સંપુરણ શાહનામા) માટે અગાઊથી રજીશટર કરાવ્યાં છે તેઓ દરેક બાંનુઓ, તથા ગ્રહસ્થોને માનપુર્વક નમ્રતાભરી અરઝ ગુઝારૂ છું કે તે મેહેરબાંનોએ ભવિષ્યમા પોતાના રેહવાના મકાનો, યા નોંકરી ધંધાના મથકો બદલ્યાં હોય, યા બદલવાના હોય, તેઓ મેહેરબાંનોએ આગમજથી એક પોસ્ટ કાર્ડ લખી મને નવાં રેહઠાણની ખબર આપવી, કે જેથી કરી તેઓને નામના વૉલ્યુંમો વી૦ પી૦ મોકલેલાં રખડી રજડી પાછાં ફરે નહીં. કારણ કે હાલમા કેટલાંક વૉલ્યુંમો રીફ્યુસ્ડ થઇ પાછાં ફરેલાં છે જે પર પોસ્ટ ઓફીસ તરફથી જણાવવામા આવે છે કે મકાનનો પતો મળતો નથી, યા તેઓ જગ્યા છોડી ગયા છે.

માનવંત ગ્રાહકોને સારી રીતે ખબર હશે, કે છાપા કલાની હદથી જયાદા મોંઘવારી છતાં મેં મારાં વૉલ્યુમો ઉપર એક ખોટી પાઈ વટીક વધુ ચહડાવી નથી ને અસલ કીંમત પ્રમાણેજ દરેક સાહેબો પર વૉલ્યુમો મોકલતો રહયો છું, છતાં જયારે ગ્રાહકોની બેદરકારીથી વી૦ પી૦ ખરચ માથે પડી વૉલ્યુમો રીફ્યુસ્ડ થઈ પાછાં ફરે, તો તે આવા વખતમાં કેવી રીતે પાલવે? માટે આશા છે કે ભવિષ્યમા તે માટે મારાં માયાળુ ગ્રાહાકો ચોકશ ધ્યાન આપશોજી.

ખાકસાર,

(આદીલ)

# સાંકળ્યું.

પાનું.

પાનું.

# અર્પણ પત્રિકા.



મરહુમ માહ આબેદ જમશીદ સોહરાબ કુકાને કર્તા
તરફથી દીલના ખાલેસ ઉભરાઓ સાહત.

(બએત)

શુકર પાક પરવર છે તુજ નામના,<br>
શુકર તારી કુદરત તણાં કામના.

કીધો તું એ પયદા અશો નર ભલો,<br>
પરહેઝગાર, પાકી, પવિત્તર, ભલો.

અગમ ને નિગમ રમ્ઝનો જાણુકાર,<br>
અશોઈનો ભર્યો જે આબેદ અપાર.

હતી જેની આંખોમા રમતી રમળ,<br>
રમળથી અમલનું હતું જેને બળ.

હતો કરતો "ખલ્લે બહન" પાક ઝાદ,<br>
ન ભુલતો ખલકના ખુદાની જે યાદ.

ફરઝ પાક યઝદાંની કરતો અદા,<br>
મુરાદોથી દાંમનને ભરતો સદા.

હતો ઈલ્મે વહેદતના દર્યા સમાન,<br>
હતો ગોંડુરે બેનમુન બેગુમાન.

ભુલેલાનો રાહબર તું જમશીદ હતો,<br>
ખુરેહમાં ખુરેહમંદ ખુરશીદ હતો.

તું કર જેને **આદીલ** અર્પણ મુકામ,<br>
દીલો જાંથી વૉલ્યુમ દરસું તમામ.

આમીન ! આમીન !! આમીન !!!

મરહુમ દસ્તુર જમશીદ સોહરાબ કુકા.



| જન્મ. | મરણ. |
|---|---|
| રોજ ૨૮ મો | રોજ ૨૦ મો |
| માહ ૮ મો | માહ ૧ લો |
| ૧૨૦૦ ય૦ ઝ૦ | ૧૨૭૦ ય૦ ઝ૦ |

# ઇરાંનીઓ અને તુરાંનીઓનું લડાઇથી પાછું ફરવું અને ગુદર્ઝ તથા પીરાંને "યાઝદ હેરોખની" લડાઇ માટે બંદોબસ્ત કરવો.

સિયાહ થઈ ઝમીનની સપાટી ખસુસ,
કે વાગાં બે લશ્કરથી કર્નાયો કુસ.
ને હાથીની પીઠે વગાડનારા કુસ,
ફર્યા જંગગાહથી તે જલ્દી ખસુસ.

બની રાજી એપર તે બંધે સેપાહ,
કે થઈ રાત તજયે હવે જંગગાહ.
ને ચુંટીશું બાંમદાદે મર્દાને મર્દ,
જે દર્યા તળેથી ઉપર લાવે ગર્દ.

કે સઘળા લડાયેકો તે નામવર,
જેઓ જંગ કરશે મળી એક દીગર.
રેહાઈ મેળવશે લડઇથી સેપાહ,
રેડાશે ન ખુન સર થકી બેગુનાહ.

ફર્યા પાછા એવા કરારો કરી,
અને રાહા લાંબીને કોતાહ કરી.
દુ:ખી દીને બે તર્ફે સર્દાર બે,
ફર્યા જેઓ પાછા લડાઇથી તે.

ગયો એક કોહે કનાબદ તરફ,
ગયો એક મયદાંને રયબદ તરફ. ૨૨૯૧

તુરત ફોજમાંથી તલાયાઓ રાહ,
કે મોકલ્યા ગુદર્ઝે, સર્દારે શાહ.
કોલાહથી, ને બખ્તરથી, કાયર હતા,
ને શમ્શીરના હાથો ખુને તર હતા.
શું બખ્તર શું કોલાહ શું ટોપો ઝીરેહ,
ખોલી નાંખી બંદોંની સઉએ [1]ગીરેહ.
થયાં હલ્કાં હથ્યારોથી તન શીતાબ,
તો ખાણુંને ખાઈ ને પીધો શરાબ.
તો તદબીરો કરવાને [2]પહલવાન પાસ,
ગયા ઝઇફ જવાનો ને દાંનાઓ ખાસ.
કહે ગેવ, ગોદર્ઝને અય પીદર,
શું આવી અજાયેબી મારી ઉપર.
કીધો હુમ્લો ફઓજે તુરાં પર જેવાર,
સફો તોડી કે રાહ ખુલી ગઈ તેવાર.
ગયો પીરાં પાસે, તો રખ્શ એકદમ–
અટકયો, ને ભર્યું ન આગળ કદમ.
થયો તેઝ એવો હું મુજ કામે ગર,
ગોયા કાપતે [3]ચારનું મારા સર.
બીઝનને હતી શાહની વાતો ખબર,
તેનો ભેદ ખોલ્યો તેંણે મુજ ઉપર. ૨૨૯૨
કે પીરાં થશે [4]તારે હાથે તબાહ,
સીતારાની ચાલોથી બોલ્યો છે શાહ.
કહયું ત્યારે ગુદર્ઝે તેની આંખર,
છે બેશક મારા હાથ પર ઓ પીસર.
કીનો મારા સી-તેર વાહલા પીસર–
નો, લેવશ તે યઝદાંના બળથી ઝબર.

૧–ગાંઠ. ૨–ગુદર્ઝ. ૩–યાને ઘોડાનું. ૪–યાને ગુદર્ઝને.

પછી કીધી તેણે સેપાહ પર નિગાહ,
તો કુમળાયેલી એવી તો જોઈ સિપાહ.

ખુનો રેડવાથી, અને દર્દે જંગ,
ને હર જગ્યે લડવાથી શત્રુઓ સંગ.

થયું પહલવાંનુબી દીલ પુર મલાલ,
દીઠા ઝર્દ જ્યારે દીલેરોના ગાલ.

કહયું પાછું ફરવા તેઓને તે વખ્ત,
કે રહનુમાં સરદારે તે નેંક બખ્ત.

જેથી તેઓના રંજ ઉઠાવનારાં તન,
કીના જંગે આરામ પામે તદન.

ગયા તે, ને આવ્યા ફરી બાંમદાદ,
લડાઇ, ને કીના, ભરેલાઓ શાદ.

ને સરદાર પર તે કીધી આફરીન,
કે અય નામેવર પહલવાંને ઝમીન! ૨૨૯૩

સુતો કેમ રાતે? ને ઉઠયો સહવાર?
લડાઇનો દીલમાં છે કેવો વિચાર?

## ગુદર્ઝે પોતાના સરદારો સાથ લડાઇ માટે વાતચીત કરવી.

કહયું પહલવાને તેઓને મુદામ,
મુંબારક દીલેરો અરે નેંકનામ!

ઘટે છે તમોને તે યઝદાં ઉપર,
કરો આફ્રીંન રાત દહાડો મગર.

થયું છે જે અત્યારે જંગ દરમેયાન,
તે બન્યું છે દીલની મુરાદો સમાન.

અજાયેબી ગુઝરી છે એવી અપાર,
નથી જોતો જગ વખ્ત થાયેચ પસાર.

આપણ જેવા આંસ્માને કીધા અપાર,
જેવું જેણે વાવ્યું તેવું કાપ્યું યાર.

પ્રથમ પેલો ઝોહાક બેદાદગર,
ઉઠાવ્યું ઝમાનાના શાહોથી સર.

કેવી નાંખી સખ્તીમાં ગેતી ઝબર,
છતાં લઈ ચલાવતો તેને દાદગર.

હતો શોધતો ઝુલ્મ ઝુલ્મી નિદાન,
પવન સમ તે આયો, ગયો વા સમાન.

ગયાં કંઈ વરષ તેના કામે અગર,
ગઝબ નાંખ્યો દાદારે તે ઝુલ્મી પર. ૨૨૯૪

ઝુલમ સાંખી શકગો નહીં દાદગર,
તો મોકળ્યો ઇન્સાફી એક તે ઉપર.

મુંબારક ફરીદુંન શાહ દાદગર,
તેની શાહી લેવાને બાંધી કમર.

તે રીમનના બંદોને ખોલ્યા મુદામ,
ને ઇન્સાફે ગેતી સજાવી તમામ.

તે બદ ખ્યાલ ઝોહાક ને બદ ગોહર,
કીધી શાહોએ લાઅનતો જે ઉપર.

બુરી ખો તે આવી અફ્રાસ્યાબ પર,
ન આંખોથી નેકીનો જોતા ચહર.

બીછાવ્યો કીનો શેહેરે ઇરાન પર,
ફર્યો દાદ, દીનથી, ને કાયદે, ઝબર.
કે અંતે સિયાવક્ષ અમીરી ખવાસ-
ને મારી, લાયો રંજ ઇરાંને ખાસ.
પછી ગેવ જ્યારે ઇરાંથી ગયો,
તુરાંમા કેવાં દુઃખો ખમતો થયો ?
કે પત્થરનો ટકયો, બીછાનુંબી ખાક,
શિકારોનું ખાણું, [1]ચરમનો પોશાક.
ભુલી રાહ રખડતો દીવાના સમાન,
કે પાંમે તે કયખુસરૂની કંઈ નિશાન. ૨૨૯૫
એકાએક આવ્યો જો ખુસરૂની પાસ,
દીઠો જ્યારે તેને, તો કીધી સેપાસ.
કીધાં મોંહ તેઓએ ઇરાં ગમ અગર,
જેની થઈ લડાયક પીરાંને ખબર.
પડયો રાહ, શીતાબીથી લઇને સેપાહ,
કે રાહમાં કરે બેહુ જણને તબાહ.
હતી જેટલી શકિત, બદી કીધી મસ,
નિગેહ્બાં હતો રબ, છે એટલુંજ બસ.
પછી કીને સ્યાવક્ષમાં જો સેપાહ,
આવી કાસહરૂદની તરફ જો તે રાહ.
સેપાહ આવી લાદન, તો માર્યું તદન-
શબીખું, ઇરાં પર તે જંગે પશન.
મુવા કંઇક બેટાઓબી મારી પાસ,
થયાં દીલ દરેક નામવરના નિરાસ.
ને હમણાંબી લઈ કુલ લડાયક સેપાહ,
ઉભો આપણી સામે આવીને રાહ.

૧-ચિત્તાના ચાંમડાંનો.

નથી ચાહતો આપણથી ટકવા અગર,
તો બાહના તે શોધે છે વાતે ઝબર.
કરે ઢોંગ એવા, કે તેટલાં સેપાહ,
કે તુરાંથી આવી પુગે જંગગાહ. ૨૨૯૬
એકક માંગે સર્દારો જંગમા તે હાલ,
થવું જોઇયે સર્વેને તેઝી ચુંગાલ.
જો આં કામે સુસ્તી કરીશું લગાર,
ધસારો ન કરશું આં જંગે અપાર.
કરી બાહનું ફરશે લડઇથી અગર,
ફેરવશે કીના, નામ, શરમોથી સર.
લડાઇ તે આપણથી કરશે જે વખ્ત,
ગરદ કાઢશું નામદારોની સખ્ત.
અગર જો પીરાં આય પોતાની વાત–
થી ફરશે નહીં, જંગે લંબાવી હાત.
તો થાઉચ તમોથી કબુલ સર બ સર,
કે બાંધશ આં કીને હું પેહેલે કમર.
ઝઇફ સરના તનને હું આ જંગગાહ,
કપાવા દેવશ સાંગે ઇરાં સેપાહ.
રૂઈન ગેવથી, મુજથી જંગી પીરાન,
કે લડશું એકક, મર્દે બાહદુર સમાન.
નથી રેહેતું ગેતીમાં કોઈ જાવેદાન,
રહે છે કથાજ આપણી આ જેહાન.
ભલું એકે રહી જાએ નામો બુલંદ,
કઝા નાંખે છે આપણાં પર કમંદ. ૨૨૯૭
કપાવું, ને મોંતેથી મરવું, છે એક,
છે ફરતાં ફલકમાં વફા થોડી છેક.

છે લાયક તમોનેબી લઈ એમ યાર,
નેઝાઓ, ને તેગ, માણસો કાપનાર.
કીનો લેવા બાંધો તમો સઉ કમર,
તમોમાંથી જે કોઇ કે છો નામવર.
[1]વળી ઉધી તેઓની દવલત તમામ,
હવેજ જોઇયે ધરવું કીનામાં મુદામ.
તરાંમા હુમાં સમ હતો ના સવાર,
કીધી જંગ બેઝનથી જેણે અપાર.
પડયો ઉંધો જો બખ્ત ફર્યું અગર,
હતું લોહીમાં તર કપાયું જે સર.
તેઓથી ન ડરવું આ જંગે ઝબર,
લડાઇથી ખેંચવા ન હાથો મગર.
એવી જંગ ચાહતો ન હોય જો પીરાન,
ને લાવે સેપાહ સારી ધુળની સમાન.
તેમજ આપણેબી ગોયા પાહાડ ખાસ,
જવું જોઇયે ટોળાં બની તેઓ પાસ.
કારણ કે તેઓના તુટેલાં છે દીલ,
હંમેશાંજ ગમમાં ગુંટેલાં છે દીલ. ૨૨૯૮
છે નિશ્ચે કે આપણને મળશે ફતાહ,
ઉડારીશું તે પરબી ગર્દે સેયાહ.
કહ્યા પહલવાંને, સુખન સર્વ ખાસ,
મુબારક પહલવાનો દાનાઓ પાસ.
કીધી સર્વ કોઇયે તે પર આફરીન,
કે અય નેંક દીલ સરદારે પાક દીન.
કીધી દાવરે જયારથી આ જહાન,
ન તું જેવો કોઇએ દીઠો પહલવાન.

[1] વ-યાને પડતો દહાડો બેઠેલો.

ફરીદુંબી રાખતો ન તું સમ નફર,
ફેલાવી જેણે શાહી જગમાં ઝબર.

તું છે ફઓજનો સ્થંભ, સાલારે શાહ,
દીલેરો દીપાવે છે તુંથીજ કોલાહ.

ફીદા જાંન ફરઝંદ કીધો માલ ખાસ,
વધુ ચાહે શું શાહા સર્દાર પાસ.

જોવા ચાહતો શાહ જે ફરીબોર્ઝ પાસ.
ને તુસથી, તે જોશે હવે તુંથી ખાસ.

અમો સર્વે તારાજ છઇયે ગુલામ,
છે દીલબી ભર્યાં તારી મેહેરે તમામ.

પીરાં લાવશે તુરકી સેપાહથી અગર,
જો લડવાને સરદારોબી કીનાવર. ૨૨૯૯

તેના એક હઝાર, આપણાં જંગી દસ,
જોશે કોંણ ફેરવે છે સર જંગે બસ?

અગર લાવશે જો સેપાહ તે તમામ,
લડાઈમા, પાહાડો ને જંગલ મુકામ.

તો દીલ ઝખ્મી થયેલાં છે કીને ઝબર,
છે જંગ માટે બાંધ્યો કમરબંદ કમર.

ફીદા તું પર હોજો અમો સઊના જાન,
અમારા કરારો છે એ પર નિદાન.

જો ગુદર્ઝે સાંભળ્યો એવો જવાબ,
તો રૂશનાઈ દીલ તેને આવી શીતાબ.

દોઆ નામદારોને દીધી મુદામ,
એ ગેતીના શાહના દીલેરો તમામ.
રીતો એજ છે બસ કીનાવરોની,
બુલંદ સિંહો, સરદારો, બાહદરોની.

કહયું સ્વાર બનવા સેપાહ ને મગર,
કે કીનામાં બાંધે કમરબંદ કમર.

રોહામે સેપાહની તે ડાબી તુરત,
ફરહાદને દીધો ઝુંડો સુર્ય સુરત.

હતી જમણી જગ્યા ફરીબોર્ઝ પાસ,
તે કારનના કત્મારને દીધી ખાસ. ૨૩૦૦

ને શી,દુશનેબી કહયું ઓ પીસર,
સલાહકાર લાયક છે કામોમા હર.

તું કાવ્યાંની ઝુંડો, અને લઈ સેપાહ,
સેપાહની પુઠે જા, સેપાહની પનાહ.

પછી ગોસ્તેહમને કહયું કે તું જા,
વડો આય વખ્તે સેપાહનો તું થા.

ઊભું રેહવું જોઇયે છે સર્દારગાહ,
નિગેહબાન, હોશયાર, લશ્કર પનાહ.

સેપાહને કહયું કે જગાએથી છેક,
ભરે કોઈ આગળ કદમબી ન એક.
કરી ગોસ્તેહમ પર અતી આફ્રીન,
ને રેહેજો તમે રાત ને દહાડો ઝીન.

ઊઠયા ફ્ઓજ વચ્ચેથી ભારે પુકાર,
રડયા જંગગાહે દરેક ઝારઝાર.
ગયું દોડી લશ્કર તે પાસે તમામ,
અને ખાક સર પરબી છાંટી મુકામ.

બુઢાપામાં તે પહલવાને સેપાહ,
જતોતો કમર તંગ કરી જંગગાહ.

બોલાવ્યો તે સરદારેબી ગોસ્તેહમ,
ઘણાંએક બોધો દીધા દમ બ દમ. ૨૩૦૧

કહયું, રેહેજે તાકીદે બીદાર થઈ,
શત્રુથી સેપાહનો નિગેહદાર થઈ.

રેહેજે ત્યાર બખ્તર કસી રાત દન,
ઉતારતો ન સરથી તું કોલાહ તદન.

અગર જો લડાઈથી ગાફેલ થશે,
તો જલ્દી તુંપર ખાબ ફાવી જશે.

ને ઝુંકશે જેવારે નિંચે તારૂ સર,
તો જાગૃતો પડશે ટુટી તું ઉપર.

કે દીદબાંન મુકજે તું કોહની ઉપર,
ને દુશ્મનથી કરજે સેપાહને નિડર

ઝમીંને તુરાંથી આવીને મગર,
કમીગાહથી રાતે કરે હુમ્લો ગર.

ઘટે કે કરે જંગે મરદાં ઝબર,
દીલેરોના દેખાડે જંગમા હુંનર.

અમો માટે આં જંગગાહે અગર,
આવે ફઓજે તુરકીથી માઠી ખબર.

લડઇગાહે મારે છે હમને અગર,
ને લઇ જાય છે તુરાં તન વિના સર.

ઉતારતો ન જંગે, સેપાહ જોજે બસ,
ને ઢીલ કરજે એ કામમા ત્રણ દીવસ. ૨૩૦૨

દીવસ ચોથે આવશે પનાહે સેપાહ,
અતી દબદબે નામ ઉઠાવનાર શાહ.

સુની વાત ગુદર્ઝની જો શીતાબ,
તો પાપણુથી પડયાં તેને ચેહેરે આબ.

કબુલ રાખી નાઅીડુતો દીધીબી જે,
તેની યારી ચાહતોતો એ કામે તે.

કહયું એમ ગુદર્ઝને કહે છે તું,
બજાવીશ નોકર તરીકે તે હું.

## પીરાને પોતાના સરદારો સાથ વાતચિત કરવી.

અવલની લડાઇમાં ખાધાથી હાર,
હતા તુરકીઓ દર્દ ભર્યા, ને ખ્વાર.
ઝરદ ચેહેરે રડતો પીસર બાપ પર,
હતો ભઇના ખુને, દુઃખી ભઈ દીગર.
હતા સોગમાં સઉ, અને પુર ગઝંદ,
હતું ગુસ્સે તે પર ફલકબી બુલંદ.
એવી જોઇ પીરાંએ સઘળી સેપાહ,
ગો બકરાંઓ, ભયભિત વરૂથી તબાહ.
તો બોલાવ્યા સરદારો ફોજેથી ખાસ,
કીધી વાતો લંબાણે તેઓની પાસ.
ને બોલ્યો ઓ દાંનાઓ મુજ પહલવાન,
ઘડાયલાઓ જંગમ', ઝઈફો જવાન. ૨૩૦૩
અફ્રાસ્યાબ પાસે તમારી તમામ,
કેવી છે બુઝર્ગી, ને મર્દ ઓ નામ?
ફતેહમંદી, દબદબે, મશહુર નામ,
મુરાદો ફેલાઇ છે જગમા તમામ.
મળીચ એક જંગે તમોને શેકસ્ત,
જેથી તમે ખેંચ્યો છે આ જંગે દસ્ત.

તમો સર્વે જાણો છો આં જંગગાહ-
થી, સુસ્તીએ ફરશે જો પાછી સેપાહ.
તો પુઠેથી સરદારો ઇરાં દીલેર,
કે આવશે ગોરઝ ભારી સાથે આ મેર.
તો આપણાંથી એકનેબી જીવતો જહાન,
ન કોઇ જોશે નાના, મોટાં, દરમેયાન.
ઘટે કરવી દીલમાંથી દહેશતને દૂર,
ધિરજ દેવી આ ગમગીંનોને ઝરૂર.
કહયું છે મુબેદોએ એવું બયાન,
ફતેહતો ખુદાનેજ છે જાવીદાન.
છે ચઢતી ને પડતી જગતને તમામ,
એમજ છે ધસારાનું આપણનું કામ.
સેપાહ એજ છે, જંગે આપણની સંગ-
થી નાસી, વળી પાછી માંગે છે જંગ. ૨૩૦૪
હવે મુલ્ક, ફરઝંદ, ઝમીંની, અગર,
તથા ખેશીની, જાંનની, હોય ફકર.
ઘટે જંગગાહે કમર તંગ ખાસ,
કીનાથી, જવુંબી ઇરાંનીઓ પાસ.
કીધો કઓલ ગુદર્ઝેબી મારી પાસ,
કે લશકરથી ચુંટશુ સેપાહોને ખાસ.
લડાવીશું એકકને સાંમા થઈ,
એ વાતે સેપાહ બે ને રાહત દઈ.
વચન જો પોતાનું બજા લાવશે,
ને લશકરથી સરદારો લઈ આવશે.
યા જંગમા તે લાવશે સેપાહ કુલ મુદામ,
તો તેઝ હાથે જંગમા ઊતરશું તમામ.

ને સર કરશું ખંજરોની સામે બસ,
દીવસ એક આવ્યા, જશું એક દીવસ.

ચઢાવશું ન તો શુળીએ તેના સર,
આં બે રીતે ફરશે ઝમાનો મગર.

જો સર કોઇ ફેરવશે મુજ વાતે ગર,
તો તનથી કપાવા કહીશ તેનું સર.

જવાબ એ દીલેરોએ દીધો શીતાબ,
ઓ પેહેલવાંન સરદારે અફ્રાસીયાબ. ૨૩૦૫

છે ગંજ મુદદતોથી તું પાસે બુલંદ,
હમારે લીધે કીધું છે દુઃખ પસંદ.

કમર બાંધી અમ સામે ગોયા નફર,
દીધો ભાઇ સાથે તેં મરવા પીસર.
અમો એવા કોંણ તુંથી ફેરવ્યે સર?
ને શામાટે હૈયે એવા તુજ નફર?

કહી એમ ત્યાંથી તે ઊઠયા મુદામ,
લડાઇની કીધી તૈયારી તમામ.

કીધી રાત સારી એ વાતે તમામ,
જે સરદાર દાંનાએ કહેલી મુદામ.

ને બાંમદાદે રણશિંગો, કર્નાયો, ખાસ,
કે વાગી તે છાવણીના દર્વાઝા પાસ.

થયા સ્વાર ઝીન પર સહવારે મુદામ,
કમાં તીર લઇ નામદારો તમામ.
ગોયા નાઅલે ઘોડાની, ધર્તીએ ગર,
કે લોખંડી ચાદરને ઓઢી ઝબર.

તે સરદારે, લહ્દાક, ફરશીદવર્દ–
ની, પાસે કહયું કે ઓ નાંમીઓ મર્દ!

તમોએ નિગેહબાંની તુરકી સેપાહ-
ની, કરવી છે લાઝીમ આં જંગગાહ. ૨૩૦૬

મુકે દીદબાં કોહ ઉપર બેગુમાન,
ગણે જે સેતારા, દીસે ચોકીબાન.

અમોને જો આંસ્માંની ચાલે અગર,
પુગે હાંનિ તોડે અમારી મહર.

ન રેહેતા ઉભા, તુર્ત જંગથી નિદાન,
ધુંવા સમ થજો ત્યાર વળવા તુરાન.

ના વીસેના તુખ્મે રહયો કોઇ મગર,
મુવા સઉ, નથી કોઈ તમારા વગર.

ધર્યા છાતીએ એક બીજાને અપાર,
ને રડયા જીગરના દુઃખે ઝારઝાર.

પછી મોંહ ફેરવ્યાં એકકથી તેવાર,
થયા શોર જંગના, ને ઝારી પુકાર.

કીના ભર્યો સરદારે તુરકી સેપાહ,
આવ્યો શોર કરતો પછી જંગગાહ.

## પીરાન અને ગુદર્ઝનું પોતાના સરદારોને "યાઝદ હરોખની" લડાઇ માટે મુકરર કરવું.

દીઠો ગોદરઝ કેશ્વાદી શીતાબ,
કીધી વાતો કઇ, ને સમજાયા જવાબ.

કહયું કે ઓ હાંનીશમંદ પહલવાન!
આં કેટલું તું રાખે છે દુખમા રવાન?
થશે શું નફો સેયાવક્ષને રવાન?
કરે છે તું પામાલ મુલ્કે તુરાન ૨૩૦૭

લીધું તેણે ગેતીથી નેકોનુ ધામ,
લીધી તેંણે રાહત, ન તું લે શું કામ?
સેપાહ બે લડાવી એમજ એક દીગર,
થયાં દુર હાથી જેવાં તનથી સર.
સેપાહ બે મુલ્કની બની કુલ તબાહ,
વખત આવ્યો છોડી જવા જંગગાહ.
થતી જાયે છે ગેતી ઇન્સાં વગર,
બનેચ જંગબી ઠંડી, કીના ઉપર.
જોઇયે કાંય મારવા એવા બેગુનાહ,
કહું છું પકડવા હવે હું બે રાહ.
અગર તું એવો હોય થયો કીનેદાર,
તો કોહની કઢણુથી સેપાહ લાવ બાહાર.
યા તનહા તારી ફઓજથી આવ બાહાર,
પડે તારી મુરાદો કીનાથી પાર.
તું ને હું આં નબદાંને જંગ દરમેયાન,
ન ઊતરે એમજ બીજાબી પહલવાન.
આપણુમાંથી થાયે, ફતેહમંદ બખ્ત,
કરી પાર ઇચ્છાઓ ને બેસે તખ્ત.
તારા હાથ પર જો મરૂ હું અગર,
ન લેતો કીનો ફઓજે તુરાં ઉપર. ૨૩૦૮

કરશે તાબેદારી તેઓ તારી પાસ,
વચન માટે ગીરવી સરો કરશે ખાસ.

અને તું તબાહ થાય મુજ હાથ પર,
તારા નામદારો, સેપાહ સંગ અગર.

નથી જંગ મને તું સેપાહથી મગર,
ન રાખવી તેંણે મારી દહશતો ડર.

સુની વાતો પીરાંની, ગોદર્ઝે ત્યાં,
ઊધાં કામો જોયાં સિતારાથી જયાં.

દોઆ કીધી અવ્વલ તે યઝદાંની શાદ,
કીધી નામેવર શાહાની બીજી યાદ.

કહયું બાદ પીરાંનને, નામવર!
મેં સમજી છે તુજ વાતોને સર બ સર.

કે સ્યાવક્ષના ખુને, તુરાં તાજવર—
ને ફાયદો શું? એ વાતે ફેરવ ના સર.

કે કાપ્યું ગોયા ગોસ્પંદ તેનું સર,
ખુને ભર્યું દીલ દર્દે ઝખમી જીગર.

ઉઠાવ્યો પછી ઇરાંમા શું પુકાર?
લડાઇનો, લુટનો, ખુનોનો, અપાર.

કે સ્યાવક્ષે ખોયું, તું સોગંદે સર,
કીધો ખ્વાર તેં તુચ્છ જાંણી મગર. ૨૩૦૯

પછી, મારો બેટો તું પાસે અગર—
આવ્યો, મુજ સલાહથી ફેરવ્યું તેં સર.
ભડકયો, ને જંગની તઇયારી કરી,
આવ્યો લડવા આતશ મીસાલે ફરી.
દોઆ મારી ગેતીના યઝદાંન પાસ,
હતી એજ ઝાહેર ને છુપીબી ખાસ.

કે લડવા આવે મારેથી એક દીવસ,
તો ઢીલની ઝરૂર શું? તું આવ્યો છે બસ.

હવે એવી ઝઇફીમા આં જંગગાહ,
લડયે એક બીજા આપણે વીન સેપાહ.

હવે નામવર તારા સરવે સેપાહ,
મારા જંગીઓ સાંમે આ કીનેખાહ.

અનુભવના સરદારો આવે અગર,
ધરી તેગ, ભાલા, ને ગુર્જો ઝબર.
કરે તેઓ કોશીશો જંગની મગર,
નિચે સરને લાવવાની તે એક દીગર.

તો પીરાંન કહે તારો માનુચ આભાર,
ચુંટશ, મારાં લશકરેથી બેશુમાર.
સોંપીશ હું ઇરાંનીઓને પહલવાન,
જેવા આવશે સરદારો જંગી નિદાન. ૨૩૧૦

બજા લાવજે તારૂ કહેલું તું આય,
ફરી કઓલ એકરારથી તુ ન જાય.
કે તુરકી તે સરદારે એ કામે બસ,
ચુંટયા ફઓજથી તુર્ત અસ્વારો દસ.

કે સંગ ઘોડા, હથ્યારો, સામન, તમામ,
દરેક શેર મર્દો, દરેક નેક નામ.

સેપાહે ઇરાંથી તેંમજ પહલવાન,
બોલાવ્યા તુરત દસ સવારો જવાન.

પડયા તેઓ લશ્કરની વચ્ચેથી બાહાર,
ને આવ્યા લડાઇની જગ્યા તેવાર.

કે જોનારા કોઈ તેઓને નાં હતા,
બે સરદારો જંગ એમ અઝમાંવતા.

સવાર એક સાથે તે તુરકી સેપાહ,
ઇરાંનીથી એક આવ્યો તે જંગગાહ.

ગોરૂઈઝરેહ સંગ ગેવ પહલવાન,
જે એક સરખાં બળના દીલેરો નિદાન.
ગોરૂઈઝેરેહ તુરકી લશકર મેયાન,
હતા શ્રાપ જે પર [1]શાહાના નિદાન.
ધરી હાથ સ્યાવક્ષની દાઢી અપાર,
કીધું કાપી સર પાક તનથી ઓઆર. ૨૩૧૧
ફરીઓર્ઝે કાઉસ સાથે દીગર,
કે વીસેહનો કલ્બાદ જંગમા ઝબર.
ને રોહાંમે ગોદર્ઝ, સંગ બારમાન,
ગયા એક બીજા દુશમનો થઈ નિદાન.
ગોરાઝહ ને સ્યાંમક ગયા સાથ જંગ,
[2]મગર જાય જેમ શેર વિક્રાળ સંગ.
અનુભવ ધરાવનારો ગુર્ગીં દીલેર,
ગયો અંનદરીમાંનથી ગોયા શેર.
ને બેઝનની સાથે રૂઈન પહલવાન,
ઝળક જગની જે કાપતો જંગ મેયાન.
ને અખવાસ્ત સંગ ઝંગએશાવરાન,
ને કોહરમની સંગ બરતહે પહલવાન.
અને ઝનગલહથી ફેરૂહલ દીગર,
પડયા બાહાર લશકરથી તેઓ મગર.
હજીરથી સેપહરમ, ગોયા દેવ યાર,
ઉઠાવ્યા તે મયદાંને જંગમા પુકાર.
ને ગુદર્ઝે કશ્વાદ પીરાંની સંગ,
મર્યાં દીલ હતાં સર્વના કીને જંગ.
બે સર્દારો કોને પીવા ચાહતા ખુન,
શું શાહી, કે શું ધર્મ કાજે જણુન. ૨૩૧૨

૧–કયખુસરૂના. ૨–મગરમચ્છ.

ને સોગંદો ખાધા એવા એક દીગર,
ફેરવવું ન કોઇએબી કીનાથી સર.
અને જોઇયે કોંણુનું ફરેચ આય બખ્ત,
ફતેહ કોંણુ જાયેચ કરી જંગ સખ્ત.
હતી ટેકરી બે, મેયાને સેપાહ,
કે જ્યાંથી પુગે ચારે બાઝુ નેગાહ.
ઇરાં બાઝુ એક, એક તુરકીની પાસ,
કે દુરથી દેખાતું સેપાહ એને ખાસ.
હતાં નિંચે મયદાન જંગલબી સખ્ત,
જતા જ્યાં, અભાગ્યો, અને નેંકબખ્ત.
કહયું એમ ગુદર્ઝે બહાદુરો પાસ,
દીલેરો ને પહલવાંનોથી કોઈ ખાસ.
નિંચે નાંખે જે તુર્ક શત્રુને ગર,
તેનો ઝુંડો લાવે આં ટેકરી ઉપર.
કે સરદાર પીરાંએબી ઝુંડો લઈ,
બીજી ટેકરીએ, હુકમ તેજ દઈ.
પછી કીધાં મયદાંને તેઓએ સર,
ને લોહી રેડવા સખ્ત બાંધી કમર.
ને તલવારો, તીરો, ગુરઝ, ને કમંદ-
થી, અઝમાવા લાગા તરેહવાર ફંદ. ૨૩૧૩
તુરાંના દીલેરો, અને નામદાર,
થયા ગુર્ઝ, તલવારો, તીરે તંયાર.
આવે કોહોબી સાંમે જંગને દીવસ,
કરે ઢીલ ના તોડવા તેને બસ.
પડયા હાથ ઢીલા તે સઊના અરે,
કીધો ઝોરનો બંધ દર, દાવરે.

ફર્યા તેઓ ફંદે બલાને ઝબર,
જો રેડયાંતા ખુનો બીહાદે અગર.

લડાઇના ઘોડાઓ સુસ્તી થયા,
પગો હાથો ગોયા કે બંધઇ ગયા.

સીધી વાત ઊંધી થતીતી ઝબુન,
હતો દહાડો વાંકો, ઉકળતુંતું ખુન.

વિચાર એજ હતો દાદગરનો યકીન,
પકડતી ગોયા જંગીઓને ઝમીન.

નસીબ સાથે જે ઝોર ધરતા હતા,
તખત કાજે તે જંગ કરતા હતા.

કે શાહીને ખાતર લડાઈમા સર,
શરમ, નામ, માટે તે દેતા અગર.

કે આવ્યા તેઓ દોડીને જંગગાહ,
થયા એક બીજા સાથમાં કીનેખાહ. ૨૩૧૪

સુની ભેદ સરદાર પીરાં ગયો,
કે બદ રોઝ નઝદીક આવી રહયો.

તો બોલ્યો કે અય દાવરો કીરદેગાર,
ફેરવજે હમોથી બુરો [1]રોઝગાર.

ઝમીં મુલ્ક જોઉ ફરી બીજી વખ્ત,
ને કચડું હું પત્થર તળે સુમ બખ્ત.

પીરાંએ દીઠી આંસમાની જો ચાલ,
સમજયો તેંણે મેહેર કાપી છે હાલ.

એમજ કામ છે આં ફલકના બુલંદ,
તેનાથી ખુશાળી, તેનાથી [2]ગઝંદ.

નહીં જોયો ચારો લડાઈ વગર,
વખત ઝુલ્મનો આયો ઝુલ્મી ઉપર.

૧—વખત ૨—દ:ખો

આવ્યા સાથે ગોદર્ઝબી ને પીરાન,
વધુ ઓછું ચાલ્યું તેઓમા બયાન.

## કલ્બાદ સાથ ફરીબોર્ઝની લડાઇ અને કલ્બાદનું માર્યું જવું.

કે અવ્વલ ફરીબોર્ઝ પહલવાં દીલેર,
પડયો બાહાર લશ્કરથી ગોયા કે શેર.
ને દોડયો તે વીસે ના કલ્બાદ પાસ,
કે ચીલ્લો કમાને ચઢાવીને ખાસ.
ફર્યો બહુ, થયો કારગર તીર નહીં,
તો શમશીર ખેંચી સીધા હાથ મહીં. ૨૩૧૫
ઉઠાવીને મારી જો ગર્દન ઉપર,
કીધા ભાગ બે, તન સુધીની કમર.
ને ઘોડેથી ઉતરી દીધા ખોલી બંદ,
શિકાર બંદથી લઇને ક્યાંની કમંદ.
ને બાંધ્યો ઘોડાથી તે કલ્બાદને,
ખુલ્યા છાતીના બંદે પોલાદને.
ચઢયો ટેકરીએ ફતેહમંદ નામ,
કદમ ભર્યાં આગળ પુકારી તમામ.
કે સરદાર હોજો ફતેહમંદ મુદામ,
જીગર ઝખમી દુશ્મને શાહના તમામ.

ગણ્યું ઇરાંનીઓએ આં નેક બખ્ત,
હતા બાઝુ ગરદનના પેહેલવાનો સખ્ત.

## ગોર્વીઝેરેહ સાથ ગીવની લડાઇ અને તેનું ગીવના હાથ ઉપર પકડાવું.

બીજો દેવ ગોર્વીઝેરેહ નામદાર,
પડયો ગેવે ગોદર્ઝની સંગ બહાર.
ઘણી કીધી નેઝાઓથી જંગ મુદામ,
અને ખાક, ખુન સાથ ભેળી તમામ.
સવારોના હાથોના નેંઝાની નોંક,
ખરી ગઈ લડાઇની ખાઇને ચોંક.
કમાં લઈ ખદંગી તીરોથી ઝબર,
વગર ઢીલે હુમ્લા કરે એક દીગર. ૨૩૧૯
હતો ગેવ ચાહતો કે જીવતો નિદાન,
ઉઠાવી લીયે ઘોડેથી પહલવાન.
તેને જીવતો લઈ જાય ખુસરૂની પાસ,
તુરાંનીથી ગોયા નવી ભેટ ખાસ.
આવ્યો ગેવ, તો ડરથી ગોર્વીના ખાસ,
કમાં હાથમાંથી પડી તેની પાસ.
તુરત હાથ નાખ્યો તેંણે તેગ પર,
મગર ગેવ ધસ્યો ગયો નામવર.

ગોરઝ હાથમા ગાવ પયકર હતો,
પુકારતો ગોયા વાઘ ભૈંકર હતો.

ને માર્યો ગુરઝબી તેને, ટોપ સર,
પડ્યું ખુન ટાળકથી મોંઢા ઊપર.

તો લાંબો તુરત હાથ ઝીન પર કરી,
ભચડયો બગલમા તેને ખુબ ધરી.

જો કમઝોર તે મર્દ ઝીન પર થયો,
પડી ઘોડા પરથી બેહોશ થઈ ગયો.

નિચે આવ્યો ઘોડેથી જંગી [1]પલંગ,
પીઠે હાથ બાંધ્યા ગોયા સખ્ત [2]સંગ.

કીધો તેને આગળ, પોતે ઝીન પર,
ગયો દોસ્તો પાસે દોડાવી ઝબર. ૨૩૧૭

આવ્યો ટેકરીએ ધરી ઝુંડો દસ્ત,
અવાઝે ધુંજાવી દીધો પાહાડ સખ્ત.

ફતેહ ચાહી ગેતીના શાહની મુદામ,
દોઆબી કીધી [3]પહુલવાં પર તમામ.

રહો શાહી કયખુસરૂએ નામદાર-
ની અંમર, ને શત્રુ બનો સોગવાર.

## સિયાંમક સાથ ગોરાઝેહની લડાઇ અને સિયાંમકનું માર્યું જવું.

કે ત્રીજો સિયાંમકબી તુરકી સેપાહ—
થી, આવ્યો ગોરાઝેહની સંગ જંગગાહ.

ધર્યા બેહુએ નેઝાઓબી એમ દસ્ત,
ને કરતા પુકારો ગોયા હાથી મસ્ત.

કીનો, જંગ, ગુસ્સાથી, ભર્યાં તે સર,
પછી ધર્યા હાથોમા ગુર્ઝો ઝબર.

બની જંગી સિંહ જેવા ગુસ્સે ઝબર,
લાગા મારવા સર ઉપર એક દીગર.

બની ટુકડે ટુકડા તરસથી ઝબાન,
સખત જંગ કરવાને લાગા નિદાન.

બની તેઓ પ્યાદા વળગ્યા મુદામ,
ઉડાવી કીનાની ગરદને તમામ.

ગોરાઝેહે સિંહ જેવો મારીને દસ્ત,
નિંચે નાંખ્યો તેને પવન જેવો સખ્ત. ૨૩૧૮

પટકયો ઝમીંને, તો હાડકાંઓ સખ્ત,
ચુરો થઇ, ગયો જાંનબી તેજ વખ્ત.

ગોરાઝેહે બાંધ્યો તુરત તેને અસ્પ,
બેઠો ઝીન પર, ગોયાં આઝરગોશસ્પ.

ધર્યો તેંણે સ્યાંમકના ઘોડાને દસ્ત,
આવી લાગો ટેકરી ઉપર ગોયા મસ્ત.

મુબારક હતો હાથમા જુંડો હાલ,
હતો શત્રુ ઊંધો, તે દોડતો ખુશાલ.

કે શાહુની ફતેહથી, ને બખ્તે બુલંદ,
મુરાદો ફળી, નિંચે તખ્તે બુલંદ.

નિંચે આવી ઘોડેથી કીધી સેપાસ–
ખુદાથી, શહે ગેતીના તખ્ત પાસ.

## ઝન્ગલહ સાથની ફેરૂહલની લડાઇ અને ઝન્ગલહનું માર્યું જવું.

અને ચોથો ઝંગલહ સંગ ફેરૂહલ,
છુટા હોય ગોયા એ સિંહોબી અવલ.

હતા શેર, અને જોશ, કરતા પુકાર,
ગોયા મસ્ત સિંહ પહલવાં નામદાર.

ઇરાંમા ધરાવનારો તીરો, કમાન,
ફેરૂહલ જેવો ના બીજો બેગુમાન.

દીઠો ગુસ્સા ભર્યો તે તુરકીને દૂર,
કમાં ખેંચી ચિલ્લો ચઢાવી ઝરૂર. ૨૩૧૯

માર્યા તીરોબી ઝંગલહ પર અપાર,
હરેક ગમથી યુકિતઓ કરતા સવાર.

માર્યો તીર હવા સમ તેની જાંગ પર,
થયો અસ્પ, ને જંગી નરથી, ગુઝર.

પડયો ઘોડો ઊંધો તે દુઃખથી ઝબર,
થયો ઝંગલહ છુટટો ફીકકે ચહર.

પડયો ઊંધે મસ્તક, ગયો તેનો જાન,
બુરા દીનને માટે જંન્મો નિદાન.

ફેરૂહેલે કાપ્યું નિચે આવી સર,
લીધું રૂમી બખ્તરબી કાઢી ઝબર.

અને બાંધ્યું ઝીનના તે ફેત્રાકે સર,
ધર્યો હાથ ઘોડો તેનો આવી ગર.

ચઢયો ટેકરી પર ગોયા ચિતો મસ્ત,
હતી તેગ, છાતી, ખુને ભર્યાં દસ્ત.

ઉભો કીધો ઝુંડો મુબારક તમામ,
જે ચાહયું તે મળ્યું, થયો શાદકામ.

## બારમાન સાથ રોહામની લડાઇ અને બારમાનનું માર્યું જવું.

રોહામ પાંચમો ગોદરઝનો પીસર,
કે અઝમાવી જંગ [1]બારમાંથી ઝબર.

લીધા તીર ખદંગી, કમાં તેજ વાર,
લડાયક સવારોના ઊઠયા પુકાર. ૨૩૨૦

કમાંનોબી સંઘળી તુટી જો તે વખ્ત,
કે નાંખ્યા પછી તેગ નેઝાએ દસ્ત.

૧—બારમાન નામના પેહલવાનથી.

લડાયક દીલેરો હતા બેહુ સવાર,
ઘણી જંગ જોયલી, અને હોશીઆર.

લડયા ખુબ તરેહથી તેઓ એક દીગર,
કે ખાઈ પેચ રોહામે પોતા ઉપર.

અને માર્યો નેઝો તેની રાંન પર,
થયો તાબે, પડયો ઘોડેથી અગર.

ગયો બારમાં નાસી ધુળ સમ અપાર,
કે જંગની ગરદથી [1]સવાર આવ્યો બાહાર.

અને માર્યો નેઝો પીઠેથી દીગર,
ગયો પેસી નેઝો તે કારી જીગર.

ઉંધો નાખ્યો સ્યાવક્ષને કીને ઝબુન,
કીનાથી રગડયું મોંઢે તેનું ખુન.

ગોયા બાંધ્યો પત્થર તેને ઝીન પર,
ને તંગ નિંચે લટકાવ્યા પયેરો ને સર.

તેને ખેંચતો થઇને પોતે સવાર,
નિશાંનની જગે લાયો દોડી અપાર.

આવ્યો ટેકરીની ઊપર શાદ થઈ,
ગમો દર્દથી દીલે આઝાદ થઈ. ૨૩૨૧

કે શાહની ફતેહથી, ને તખ્તે બુલંદ,
મુરાદો મળી પાંમ્યો બખ્તે બુલંદ.
દોઆઓ કીધી ગેતીના શાહ પર,
ને ખાન્દાંને ખુસરૂબી નેકખાહ પર.

૧—પાંને રોહામ.

# બીઝન સાથ રૂઇનની લડાઈ અને રૂઇનનું મારયું જવું.

કે છઠઠો બીઝન ગેવનો, ને રૂઇન,
કમાં બેહુએ ચિલ્લે ચઢાવી યકીન.
ફર્યાં બેહુ જણાં ડાબી ને જમણી મેર,
ગોયા મસ્ત હાથી, ગોયા મસ્ત શેર.
ઘણાં કીધા હુમ્લાઓબી એક દીગર,
થયા ના કમાંના તીરો કારગર.
પોલાદી ગુરઝ સંગ ગેવનો પીસર,
રૂઇન જંગી, બાહદુરથી ફરતો મગર.
ઊંચો હાથ જંગગાહ ફતેહનો કીધો,
ગોયા ધર્તિ ફાડી ઢકેલી દીધો.
માર્યો ગુર્ઝ રૂઇનને સર જો ઝબુન,
પડયાં નિકળી માંથાંથી ભેજું ને ખુન.
ગુમાવ્યો તેણે ઝીન પર શીરીં જાન,
કીધો યાદબી ત્યાં વીસેનો પીરાન.
પછી પડયો ઘોડેથી ઊંધો ઝબુન,
લોઢાં ભર્યું તન, ને મોંઢુ ભર્યું ખુન. ૨૩૨૨
નફો લેતાં મુદ્દલબી ખોહયું અપાર,
જવાંનીનો જોયો ન આનંદ લગાર.
ભરી દુઃખ ખાડાની ગેતી છે એ,
જેની પુઠે ચઢતી ને પડતીબી છે.

નિચે આવ્યો ઘોડેથી બીઝન ખુશાલ,
અને તેનું ગોયા અહરીમન મીસાલ.
કીધું જુદું શમશીરેથી સર ને તન,
કપાયલાઓ માટે ન ઘોરો કફન.
કમંદેથી ઝીન સાથે બાંધ્યોબી ત્યાં,
હતો કોઈ ન રૂઇનનો ગમખાર જ્યાં.
થયો સ્વાર ઘોડે ગોયા હાથી મસ્ત,
લગામ તેની લીધી ધરી તુર્ત દસ્ત.
ને ફેરવી તે તેઝી ઘોડાની લગામ,
કે દોડયો તે જગ્યાથી કોહને મુકામ.
હતો સિંહ સુરત જુંડોબી હાથ ખાસ,
ઝળકતો જેથી રંગ બલુ ચારો પાસ.
તે બોલ્યો ફતેહમંદ રહો પાદશાહ,
સદા રહો સરે પહલવાં પર કોલાહ.

## સેપહરમ સાથ હજીરની લડાઇ અને સેપહરમનું માર્યું જવું.

હજીર સાતમો જંગી પડયો બાહાર,
હતો નામી બાહદુરોમા જે સવાર. ૨૩૨૩
સેપેહરમ, જે ખેશીએ અફ્રાસેયાબ,
હતો નામી જંગી ધરાવનારો [1]આબ.

[1] કીર્તિ.

કીધી જંગ સંગ ગોદરઝના પીસર,
એવો સ્વાર ના ફ્ઓજમાં કોઈ દીગર.

ગયા બેહુ જણાંઓ તેઓ જંગગાહ,
ઉડી ગર્દ તે જંગગાહથી સિયાહ.

લડયા બેહુ જણા શમ્શીરોથી મુદામ,
કે લોઢાંથી આતશ વરસ્યો તમામ.

હજીરે દેલાવર ગોયા મસ્ત શેર,
કે ધસ્યો સેપેહુરમની સાંમે દીલેર.

ને નામેથી જગ આફરીં કીરદેગાર,
નસીબે, નવા ગેતીના શહરયાર.

મારી તેગ લોઢાંની ટોપીને સર,
કઝા તુર્ત આવી તેની સર બ સર.

પડયો ઊંધો ઘોડા ઉપરથી ઝબુન,
પરીશાં, અને ખ્વાર, ને ભર્યો ખુન.

ઊતર્યો હજીર ઘોડેથી નેકફાલ,
તેને સખ્ત ઝીનેથી બાંધ્યો ખુશાલ.

થયો સ્વાર ઘોડે, ને તેના રખસ–
ની, પકડી લગામ ફર્યો પાછો તે બસ. ૨૩૨૪

આવ્યો ટેકરી પર કીધી આફરીન,
કે નેક બખ્ત પર, ને મુંબારક ઝમીન.

ખુદાથીજ બુલંદ બખ્ત તાકાત જોઈ,
બીદાર બખ્તની ચાલ તે સાત જોઈ.

## અન્દરીમાન સાથની ગુર્ગીનની લડાઇ અને અન્દરીમાનનું માર્યું જવું.

ને ગુરગીનની આંઠમો કીનેખાહ,
કે સંગ અંદરીમાને તુરકી સેપાહ.

તે જગ જોયલા જંગીઓ બંધે બુલંદ,
ગયા, ને કીધી જંગગાહુને પસંદ.

લડયા નેઝાઓથી, ટુટા તેબી સખ્ત,
તો લીધી તે બેહુએ કમાનો ને દસ્ત.

છુટા તીરો સરદારોની જો કમાન,
ધરી ઢાલ મોંહ પર [1]વરૂની નિદાન.

વરસ્યા તે તીરો કરાં સમ અગર,
વરૂઢાલ પર, બખતરો, ટોપ પર.

માર્યો ગુર્ગીને તીર જો છાતી પર,
કે સીવ્યું રૂમી ટોપથી તેનું સર.

તે સખ્તીથી ધુંજયો સવાર જીન પર,
કે માર્યો તે જંગીએ તીર એક દીગર.

તો લાગો તે તુરકીને પહેલુ ઝખુન,
જેના દર્દે આંખોથી બાહાર આયું ખુન. ૨૩૨૫

નિંચે આવ્યો ગુર્ગી ગોયા ગર્દ પુર,
સરે અંનદરીમાં કીધું તનથી દુર.

થયો સ્વાર, ફત્રાકે બાંધી તે સખ્ત,
લગામ સ્વાર જંગી તણી લીધી દસ્ત.

[1] વરૂના ચામડાંની.

આવ્યો દોડતો ટેકરી પર ઝબર,
કમાં ખુબ લટકાવી બાઝુ ઉપર.
મદદગાર યઝદાંના બળ સખ્તથી,
ને ગેતીના શાહના બુલંદ બખ્તથી.
ફતેહથી ફર્યો જો તે બાહદુર નર,
દીલ અફરોઝ ઉભો કીધો જુંડો ઝબર.

## કોહરમ સાથ બર્તહની લડાઇ અને કોહરમનું માર્યું જવું.

મળી નવમો બર્તહ ને કોહરમ જતા,
બે સરદારો, ખુની, સેપાહના હતા.
પડી બાહાર આવ્યા લડઇગાહા સંગ,
કરવા લાગા શાહોના કીનામા જંગ.
હરેક રીતે જોઇ કરી જંગ સાથ,
પછી લીધી તલ્વાર હીંન્દીને હાથ.
ફેરવ્યું ઓચીંતુ જો બર્તહથી સર,
કે શમશીર મારી કોલાહની ઉપર.
સીના સુધી કોહરમ કપાયો મુદામ,
દીલે શત્રુ બર્તહથી ડર્યા તમામ. ૨૩૨૬
તેને બાંધ્યો ઘોડેથી ઉતરી તેવાર,
[1]તુઝી ઝીન સાથે, ને બન્યો સવાર.

[1]—તુઝ શેહેરના બનાવેલાં.

આવ્યો કોહો પર મસ્ત ચિન્તો અપાર,
ધરી તેગ હીંન્દી ને કરતો પુકાર.

હતો હાથ જુંડો ફતેહમંદ ઝબર,
હતો ઊંધો કોહરમ તે ઘોડા ઉપર.

તે બોલ્યો ફતેહમંદ છે શાહ ઝબર,
કોલાહ જેની ખુરશીદથી રહો ઉપર.

## અખ્વાસ્ત સાથ ઝંગએશાવરાનની લડાઇ અને અખવાસ્તનું માર્યું જવું.

કે દસમો, દીલેરો લડાયક મેયાંન,
થયો ત્યારબી ઝંગએશાવરાંન.

હતો સામે અખવાસ્ત નસીબે અહીં,
ફેરવ્યું'તુ સર કોઇની જંગે નહીં.

ગોરઝ ભારી બેહુએ પકડયા નિદાન,
કે અખવાસ્ત ને ઝંગએશાવરાન.

કીધી હદની બાહર અતી સખ્ત જંગ,
અને ભારી ગુર્ઝે કીધી જંગ તંગ.

ગયા અટકી ઘોડા અરબ તે જગો,
ગોયા ઘોડાઓની ન ચાલતી રગો.

ફલકથી સુરજ નુરી નમ્યો નિદાન,
થયું ગર્મ મયદાન લોઢાં સમાન. ૨૩૨૭

કે થાકયા એવા તે જગાની ઊપર,
ગોયા દગ ન ભરતા તે આગળ મગર.
ઝબાં ખોલી બોલ્યા તેઓ એક દીગર,
હવે તો બળેચ ગર્મીથી આં જીગર.
જેથી લઇયે આરામ મારીને દમ,
પછી આવીશું જંગમા એકદમ.
ગયા તે, અને જંગી ઘોડાઓ દૂર–
કે લાવી, પગો તેના બાંધ્યા ઝરૂર.
ને આરામ લઈ પાછા ઉઠી ગયા,
કે તઈયાર કીના ને જંગમા થયા.
ધરી નેઝા આતશ જેવા તે સવાર.
ફર્યા જંગે મયદાનમા બેશુમાર.
મળ્યો લાગ ઝંગેને જયારે યકીન,
ગયો તે ધસી ગોયા ચીરી ઝમીન.
ને જો એક નેઝાને માર્યો કમર,
પટકયો ઉંધો, ઘોડેથી સર બ સર.
કોધો શોર વાદળ ગરજતાં સમાન,
ચિરઈ જાયે ગોયા લડઇનું મેદાન.
ગયો, ઘોડેથી આવી નિંચે તે પાસ,
ઘસડયો સિયાહ ખાકથી ઉંધો ખાસ. ૨૩૨૮
ઝમીંથી ઉંચકયો મુશ્કીબતથી ગર,
ઊંધો તેને નાંખ્યો પછી ઝીન પર.
ગયો તર્ફ કોહ, બેસી ઘોડે અગર,
રે ! આવ્યું નસીબે શું તુરકીઓ પર ?
નિંચેથી ગયો કોહ મુબારક તુરત,
હતો હાથ જુંડો વરૂની સુરત.

લાગ્યો દોસ્તો પાસે, કીધી આફ્રીન,
શહા પર તથા [1]પહલવાંને ઝમીન.

## પીરાન સાથ ગુદર્ઝની લડાઇ અને પીરાનનું માર્યું જવું.

ગયા તે દીને નવ કલાકો નિદાન,
રહયો કોઈ ન તુરકીમાં ઓહળે મેદાન.

થયા જો જુદા તુરકીના તેગે જાન,
દયા ના ગોયા આવી જગને નિદાન.

અગર જેને પાળે છે પ્યારે સખત,
અને રાખે છે તેને લાંબો વખત.

ખુશાળીમાં હુમ્લો કરેચ તે ઊપર,
ને નાંખેચ ખુઆરી, ને સખ્તી ઝબર.

હવામાથી લાવે છે આતશની ગમ,
એને દાદ કહીગે, કે કહીયે સિતમ.

લડઈ ને હેસ્તથી આ તુરાંનીઓ પર,
ફોકટ કરવે મયદાને કોશીશ અગર. ૨૩૨૯

થયું એમ, કે પીરાંને તુરકી સેપાહ,
ન જીવતો દીઠો સ્વાર એક જંગગાહ.

ઇરાં ને તુરાંના તે સરદાર ખાસ,
કીનો લેવા ભયંકર થયા ત્યાર ખાસ.

[1]-ગુર્દ્ઝ પર.

ફર્યા ચારે બાજુ ઝમીનની ઊપર,
કીનાથી ભર્યાં સર, ને દર્દી જીગર.

સવારોની ગર્દે લડઇગાહે બસ,
કે આજેઝ ખુરશીદ રહયો જંગ દીવસ.

શું તલ્વારો, ખંજર, શું ગુર્ઝો, કમંદ,
કે જોયા હરેક રીતે અઝમાવી ફંદ.

મગર આવી ગરદીશ ફલકથી ઝબર,
ખુદાથી બદી પોંહચી પીરાન પર.

રહયો ચારો રબ મરઝી પાસે નહી,
ન રાન નિંચે ઘોડાને તાકાત રહી.

પીરાને લીધો જોઈ, વખત શું છે આય,
ગયો જાંણી, યઝદાંની ગર્દીશ તે આય.

મગર કામ બાહદુરીથી લઈ રહયો,
ઝમાનાની ગરદીશની સાંમો થયો.

ધર્યા તે પછીથી કમાનો ને તીર,
બે દાના, બે ફઓજોના સરદારો, પીર. ૨૩૩૦

કીધો મેહે તીરોનો એવોતો સખ્ત,
પવન ગોયા ફુંકે ચોમાસે દરખ્ત.

શોધ્યો એક ગુદર્ઝે તીરે ખંદગ,
કે પયકાન જેનું કરે પાર સંગ.

માર્યો તેની પાખરે, ચીરી અપાર,
તો ધ્રુંજયો તે ઘોડો, ને હાંફયો તેવાર.
ને પડયો, જેની નિંચે આવ્યો પીરાન,
ગબડયો, તળે સ્વાર જંગી નિદાન.

જે બોજે ભાંગી હાથ જમણો ગયો,
તુરત પેચ ખાઈ ઉભો તે થયો.

તે સમજી ગયો કે વખત આવ્યો પાસ,
સિયાહ દીનથી પાંમશે ખલાસી ન ખાસ.

ગયો નાસી ગુદર્ઝથી કોહો પાસ,
થયો દુઃખે, ને દોડવે, સુસ્ત ખાસ.

ચઢવા લાગો પાહડે ઝડપથી નિદાન,
કદાચ ત્યાંથી પાછો ફરે [1]પહલવાન.

રડયો જોઈ ગુદર્ઝ એ ઝારઝાર,
ઝમાનાની ગર્દીશે ડર્યો અંપાર.

સમજ્યો, ન કોઇથી વફાદાર [2]તે,
કમર બાંધી રહે છે જફાકાર જે. ૨૩૩૧

પોકાર્યો કે અય નામવર પહલવાન!
થયું શું? કે દોડે છે પ્યાદો નિદાન.
શિકાર જેવો, મારી કણેથી તદન,
સેપાહ કયાં ગઈ? અફસરે અંજુમન.

મદદ કોઈ લશ્કરથી આવતું ન બસ?
ન જોતો હું કોઈ તારો ફર્યાદરસ!

કુવત, મર્દી, તારી ગઈ કયાં તમામ?
હથ્યારો, અકલ, ગંજ, હીંમ્મત મુદામ.

દીલેરોનો તું સ્થંભ, શાહની પનાહ,
થયું બખ્ત હવે તુજ શાહનું સિયાહ.
ઝમાનાએ તુંથી ઉઠાવી મહર,
ફરેબની જગા રહી ન, ચારો ન કર.

થયુ કામ એવું, લે માંગી પનાહ,
કસમ, લઇ જવશ જીવતો નઝદીક શાહ.

કરશે માંફ્ખી શાહા [3]ફીરૂઝગર,
છે મુજ જેવો તુંબી દીલેર ઝઇફ સર.

[1] -ગોદર્ઝ. [2] -યાને ઝમાનો. [3] -ફતેહમંદ.

પીરાંને કહયું એવું બનતું ના ગર,
કે આવે શેવટ આં બુરઇ મુજ પર.
કદી પાછી જીંદગીબી લાંબી જો થાય,
બનેજ ના કે માંગુ જીવતદાંન આય. ૨૩૩૨

હું જન્મેલો છું મઓત માટે જહાન,
તુને સોંપી ગરદન એ કામે નિદાન.

સમજયું છે દાંનાઓથી એવું બયાન,
ગમે એટલો રેહેશે ખુશીની જહાન.

નથી ચારો, મરવું છે શેવટ અને,
જેથી ચારો કરવા, ન કારણ મને.

ફર્યો ત્યારે ગોદર્ઝ તે કોહની પાસ,
મળી રાહ ન ઉપર જવાની જો ખાસ.

થયો ત્યારે પ્યાદો ધરી ઢાલ સર,
શિકારી મીસાલે ગયો પાહાડ પર.

લીધી છુટભાલડી, ને આગળ [1]સીપર,
ચઢવા લાગો નિચેથી કોહની ઉપર.

પીરાંએ જોયો તેને દુરથી અગર,
ઉભો તુરકી સરદાર તે પાહાડ પર.

ફેંકી છુટભાલડી ગોયા તીર એક,
વાગી ગઇફ અફસરની બાઝુએ છેક.
તેને હાથે ગોદર્ઝ ઝખમી થયો,
તો કીનામ ગુસ્સે તુરત થઇ ગયા.

મારી છુટભાલડી પીરાં પર મુદામ,
તો છાતીના બખ્તરને ચીરી તમામ. ૨૩૩૩

પછાડીથી નિકળી, વિંધીને જીગર,
પડયો ગમડી ને આવ્યાં ચક્કરો સર.

૧–ઢાલ.

મોંઢે આવ્યું લોહી કલેજાંનુ ખાસ,
ગયો જાંનબી તેના સાથીઓ પાસ.
પડયો મસ્ત સિંહ જેવો તે ઊંધે સર,
બની છુટભાલડીથી ઝખ્મી જીગર.

તડપ્યો સખત પાહાડ પર થોડીવાર,
કીનો, જંગ મયદાંથી, લીધો કરાર.

ઝેહેરી આબ પાયું છે ગેતીએ દસ્ત,
ચીરેચ ચર્મ ચિત્તા, દીલે શેર મસ્ત.

ઝમાનાની પોતાની છે એવી ચાલ,
શિખામણ ન દાંનાની સાંભળતી હાલ.

ગયો પાહાડ પર ગોદરઝબી જેવાર,
પડેલો દીઠો તેને એ રીતે ખ્વાર.

ટુટા હાથ, ને દીલ પુર ખાકે સર,
ચીરાયલું તે બખ્તર, ને ટુટી કમર.

બોલ્યો એમ ગુદર્ઝ અય નરરે દોર,
દીલેરોના સરદાર જંગી દીલેર.

દીઠા ગેતીએ તું ને હું સમ અપાર,
નથી ચાહતી કોઇથી તે રેહેવા કરાર. ૨૩૩૪

નિંચે હાથ લઈ જીલ્યું લોહી ગઝબ,
પીધું, મોંઢે ચોળ્યુ, અરે! શું અજબ!

રડયો ખુને સ્યાવક્ષથી ઝારોઝાર,
સેતાયશ કીધી દાદગરની અપાર.

ખુનો પ્યારા સી-તેર બેટાના ખાસ–
થી, રડયો તે દાવરો દાદાર પાસ.

ને સર કાપવા ચાહતો તનથી મુદામ,
પોતાને ન લાયક દીઠો બુરે કામ.

ઉભો કીધો ઝુંડો તે માથાંની પાસ,
કીધું માથું છાંયા તળે તેના ખાસ.

સેપાહ તર્ફ ચાલ્યો પોતાની ખુશાલ,
વેહતું બાજુથી ખુન નદદી મીસાલ.

ફતેહમંદ ફર્યો સિંહી જંગથી અગર,
દીલ અફરોઝ જુંડો ઉઠાવ્યો ઝબર.

હવે પેલા જંગી, કીનેખાહો, ખાસ,
ચાલ્યા પાહાડ પરથી સેપાહની તે પાસ.

પેલાં બાંધ્યાં મુરદાંઓ ઝીનની ઉપર,
એવી રીતે કીનાને લીધો ઝમર.

ન જોયો કીનેખાહો સંગ [1]પહલવાન,
તો રડવાને લાગા ઝઇફો જવાન. ૨૩૩૫

કે ગોદર્ઝે, પીરાંનના હાથ પર,
બુઢાપાથી ખડયું હશે ખુને સર.
રડી ખુબ સેપાહ સારી તે બેગુમાન,
જો લશકરનો જોયો નહીં પહલવાન.
સિયાહ ગર્દથી જોયો જુંડો તે બાદ,
કે આવતો હતો જે લડઇગાહથી શાદ.
દેખાયો જો ગોદર્ઝ ધુળથી જેવાર,
વગર દુઃખના બન્યાં દીલે નામદાર.

નગારાંના ઉઠયા લડઇગાહ પુકાર,
ગોયા ખાક ચુંમતી ફલકને અપાર.

બુઝર્ગોબી આવ્યા તે પહલવાન પાસ,
કે હસ્તા ખુશાળી ભરેલાઓ ખાસ.
સેપાહ બોલી [2]તેનાથી તું પહલવાન,
કદાચ હોશે ફર્યો દુઃખી લઈ રવાંન.

૧–ગુદર્ઝને. ૨–યાને પીરાનથી.

હતો શેર દીલ મર્દ પીરાન એક,
ઊમર ભર લડાઇનો કરનાર છેક.
તો કીધુ પહલવાને સર્વે બયાન,
દીધા જે ઉપર ઝઇફ જવાંનોએ કાન.
બતાવ્યુંબી આંગળીથી નયદાંને જંગ,
કહયું, ગેતીએ શું કીધું તેની સંગ? ૨૩૩૬
ફર્માવ્યું, તો રોહામ બન્યો સવાર,
કમર તેને લાવવાને બાંધી તેવાર.
કહયું બાંધજે તેને ઝીનની ઊપર,
નિચે લાવજે પાહાડથી તે ઝબર.
તેનો જુંડો બખ્તરબી લેજે તું સાથ,
કમરબંદ, કમરને, લગાડતો ન હાથ.
કહયા પહલવાંને જો એવા સુખન,
રોહામ બાહાર પડયો તુફાંની પવન.
શરીર પાક તેનું ધર્યું ઝીન પર,
હતું જેનું બખ્તર ખુને તર બ તર.
કે બાંધ્યું તેને એમ કમંદને તે બંદ,
ને લાવ્યો નિચે પાહાડથી તે બુલંદ.
તે જુંડો બતાવેલી જગ્યાની પાસ–
થી, જોયો દીલેર પહલવાંનોએ ખાસ.
તો કીધી દોઆઓ દરેકે તમામ,
ઝમીનના તે પહલવાન ઉપર મુદામ.
કે અય નામી! હામી ઇરાનીઓના,
પુંજારી તખત, તાજ, કયાનીઓના.
કીધાં તેં ફીદા જાંન તન ફઓજ પર,
શું ચઢતી, કે પડતીના, વખ્તે ઝબર. ૨૩૩૭

કહયું અફસરોને ગુદર્ઝે તેવાર,
મને ભારી લાગી લડાઈ જેવાર.

તો દીલમાં એ આવ્યું કે અફરાસેયાબ,
સેપાહ પાર કરશે આ નદદીનું આબ.

સેપાહ તાઝી તે રંજથી, હામથી,
સેપાહ મારી થાકી છે દોડધામથી.

મોકલ્યો છે જેથી મેં દાનાવ એક,
સલાહબી દીધી છે તે શાહને અનેક.

અગર લાવશે શાહા તુરકી સેપાહ,
તો ટકશું ન હરગેઝ અમો જંગગાહ.

એવું ધારૂં છું કે તે લઇને સેપાહ,
કે આવશે શીતાબીથી આં જંગગાહ.

મુવા જે આં કીનાને મયદાં અગર,
રેહવા દેજો તેને એમજ ઝીન પર.

આં મુરદાંથી જીવ આપણાં છે નચિત,
થયું ખુશ રવાંને સેયાવુશ ખચિત.

એમજ લાવીશું તેઓને શાહા પાસ,
તો દરજોબી વધશે, થશે શાદ ખાસ.

ઇરાની, તુરાનીને, દહેશત હતી,
એનાથીજ, તે ગુમ હવે થઈ અતી. ૨૩૩૮

ખુદા પાસ મારી છે એવી ચહા,
કે આફતાબી ખોરેહનો આવે શહા.

ને લાવે કીનાથી ભરી કુલ સેપાહ,
રોશન, દબદબાથી કરે જંગગાહ.

અગર શાહ તુરકીનો લાવે સેપાહ,
મદદ માટે આવે જો આ જંગગાહ.

આવે તેટલે ખુસરૂ, રહે શાનો ધાક,
તુરકનો, આં કઊવતે યઝદાંને પાક.

કીધી સઊએ તે પર તુરત આફરીન,
વગર તું ન હોતાં ઝમાનો ઝમીન.

નફો છે દરેક તારી ગુફતારથી,
મહર માહાબી રોશન તું દીદારથી.

ગયા એ પ્રમાણે તે લાશોને લઈ,
ગોરૂઈઝેરેહ પ્યાદો ઘસડી જઈ.

કે બાંધ્યા કમંદે બે હાથોને બંદ,
રસી ગર્દને નાંખેલીબી બુલંદ.

પુગા ફઓજની તેઓ છાવણીની પાસ,
સેપાહ આવી સરદારને લેવા ખાસ.

સેપાહની હરોલ ગોસ્તેહમ ગોયા શેર,
આવ્યો પાસ જે પહલવાંને દીલેર. ૨૩૩૯

ચુંમી ધર્તિ કીધી દોઆ તે ઊપર,
કહયું લે સેપાહ આં તપાસી મગર.

જેવી રીતે સોંપી, હું સોંપુ છું તેમ,
હતો ગોસ્તેહમ ગોદરઝ સાથે એમ.

એવાંમા ચોકીબાંનનો તેજવાર,
પડયો કાંને રયબદના કોહથી પુકાર.

થયું ધુળે જંગલ સિયાહ રાત અપાર,
અજબ રીતે આવે છે શોરો પુકાર.

પોકારોથી કર્નાયોં ને સાથે કુસ,
ગોયા સારૂ મયદાં ધુજે છે ખસુસ.

પીરોઝાનું છે તખ્ત હાથી ઉપર,
ગોયા નીલ દરીયો, ઝળકતું ઝબર.

હવા થઈ છે ઝુંડાના કપડાં મીસાલ,
ચળકતા પીળા, જાંબુરા, રંગ લાલ.

છે ઝુંડાળી સીધાં સરવની સમાન,
ઝળકતો દેખાયે છે દુરથી નિદાન.

સવારો છે બખતરોના જેની સંગ,
ઝમીં હયાંથી ત્યાં તક છે આંસ્માંની રંગ.

હતા ઝુંડાઓ ઝુંડા પાછળ ઘણાં,
શું અઝદાહ, શું હોમાંની સુરત તણાં. ૨૭૪૦

એમજ ચાલી આવશે શીતાબીથી બસ,
તો આવશે આ જગ્યાએ બીજે દીવસ.

## લહાક અને ફર્શીદવર્દનું પીરાનના માર્યા જવાથી વાકેફ થવું અને તેઓનું નાસી જવું.

પેલી તર્ફ દીદબાં કનાબદ ઊપર-
થી, દોડયો જોઈ તાઅજુબી આં અગર.

કે પાસે તે લહહાક ફરશીદવર્દ,
દીલે ગમ ભર્યો, હોઠ પર હાય સર્દ.

કહ્યું કે અપંગ હોયે નાં મુજ નઝર,
યા થાકી ન હોય જોતાં જોતાં અગર.

તો ચઝદાંથી પોંહચી બદી તુર્ક પર,
મળી ધુળમાં તેની મેહનત ઝબર.

કે ટેકરીથી ઊતરે છે નિચે સવાર,
ધરી હાથ જુંડા ને કરતા પુકાર.
ઊંધો જુંડો સરદાર પીરાંનો છે,
કે દેખાએ છે તન ખુને ગર્ક તે.
ગયા દસ દીલેરો જે હયાંથી સવાર,
પીરાં પહલવાં સંગ જંગે અપાર.
ઉંધા તેમણે જોઉ છું દુરથી મગર,
તનો લોહી ભર્યાં, ઘોડાઓ ઉપર.
પુકારોબી કરતા દીલેરે ઇરાન,
ગયા ગોસ્તેદ્હમ પાસે હમણાં નિદાન. ૨૩૪૧
ને રયબદ તરફથી સિયાહ ગર્દ એક,
ઊઠી, જેથી જંગલ બલુ બન્યું છેક.
સેપાહ વચ્ચે જુંડો છે કાવેયાની ખાસ,
પોલાદી રહી તેગો ચમકી તે પાસ.
શહનશાહનો જુંડો, નગારાં, ને કુસ–
થી, પડયો નજર થઈ ઝમીં [1]આબનુસ.
લહ્હાક અને ફરશીદવર્દબી દીગર,
ગયા જંગગાહથી તે ચોકી ઉપર.
મુવેલો દીઠો આંખે પોતાની જઈ,
શહા જેવો પોતાનો સરદાર ભઈ.
ને સ્વારો, સરદારોથી તારેલા દસ,
હતા તુર્ક જંગી લડાયેકો બસ.
તો ચોકીએ ચીલ્લાતા ગાંડા થયા,
ખુને ભાઇથી રડવા લાગી ગયા.
બોલ્યા એમ રડતાં અરે નરરે શેર,
કે સરદારે તુરકી, સવારે દીલેર.

[1]—બલુ રંગની.

શું કામ આવી ? બુદ્ધિ, ને રાસ્તી, મગર,
જવા ચાહયું એ રીતે જગથી અગર.
મુરાદો આવી શત્રુની બર તમામ,
ઝમાનો થયો બુરો તું પર તમામ. ૨૩૪૨
કીનો તારો જગમાં છે લેનાર કોણ ?
તારી રાહ રીતી કરશે અખત્યાર કોણ ?
કે શેહેરે તુરાં પર ને અફ્રાસેયાબ–
પર, આવી બદી બનશે ખાંનુ ખરાબ.
હવે દેવાં જોઇયે કપાવા આં સર,
તનો, તેગો, હાથો, કરી ખુને તર.
કીધો યાદ પીરાંનનો બોધ અગર,
ન ચાલ્યા તેઓ બેહુદી વાત પર.
ગયોતો પીરાં લડવા ગુદર્ઝ પાસ,
તો ફરશીદવર્દને કહયું તું એ ખાસ.
કતલ થાઉ જો હું અગર જંગગાહ,
ઉભા કોઈ ન રેહેતા આં પાસે સેપાહ.
ન હોવશ અગર હું આ મગેદાંને જંગ,
થશે નામદારો ઉપર જેહાંન તંગ.
ન કોઈ રેહેશે વીસેના ખાન્દાંને નર,
કે પુરતું જેનું હોય ભેજુંબી સર.
હમોને જો મારશે લડઇગાહ પર,
ઇરાં લઈ જશે તન વગરનાબી સર.
તો ચાહશે સેપાહ માંફી ગોદર્ઝ પાસ,
તમો લાગવા દેતા ના હીણું ખાસ. ૨૩૪૩
વળી રાહ પકડજો તમો બેયાબાન,
બચાવશો કદી બુરા શત્રુથી જાન.

ગયા છાવણીમાં પોતાની ફરી,
કે નબળે બદન આંખ લોહીયે ભરી.

સેપાહે લીધું જાણી સરવે યકીન,
કે મેંઢાંનુ ટોળું છે ભરવાડ વીન.

કરવા લાગા શોરો પુકારો ઝબર,
ભુંજાયા ગોયા તેઝ અંગાર પર.

કે નઝદીક લહુહાક ફરશીદવર્દ-
ની ચાલ્યા, ભરી હોઠ પર હાય સર્દ.

અમો કર્યે શું આં હવે જંગગાહ,
ગયો જંગી તુરકી સેપાહની પનાહ.

તો કોંણુ કરશે હીંમતળી કસવા કમર,
ને કોલાહ પોલાદીબી મુકવાને સર.

લહાક ફરશીવર્દે દીધો એ જવાબ,
કોંણે રોકી ચઝદાંની મરજી શીતાબ.
લખ્યું બખ્તે એમજ ખુદાએ જેવાર,
કે થાય કીનામા ઠાર રડતાં, ને ખ્વાર.

બને શમ્શીરે જુદુ સરથીબી તન,
ન પાંમે સિયાહ ખાકવિન તે કફન. ૨૩૪૪

મુવો ઘસડે શત્રુ તેને દર બ દર,
કે લઈ કપડાં, બખ્તર, ને સર ખુને તર.
થવાનું થયું મુઓ પીરાં મુદામ,
ગયાં વ્યર્થ સઊ તેના ઇચ્છા ને કામ.

હતો ફઓજનો સ્થંભ જીવતાં તલક,
ભર્યો જીવ સેપાહ મેહેરથી હર પલક.

નિગાહ શત્રુથી ફઓજ પર આણુતો,
ને સર નામી પોતાનું તુચ્છ જાણુતો.

પડચુ઼ં કામ બદ નેક ામનોઈ ધામ,
કીધો દાવરે નેક કરનારો કામ.

મુવા બાદ આપણીજ ફીકે તદન,
લડઇમાં લીધો ગોદરઝથી વચન.

મરૂ જંગગાહે અગર જો હું ખાસ,
ન લેતો કીનો ફ્ઓજે તુરાંની પાસ.

જવા દેજે, કે તેઓ જાયે તુરાન,
ન દેતો તેને કીના માટે ઝેયાન.

ન ફરશે વચનથી ઇરાંનીઓ ખાસ,
ન રાખવી જેને માટે દહેશતની આસ.

આવ્યાં પાસે લાચારીએ કામ ત્રણ,
દીયો કાન સઉ ઝઇફ ને જવાંન પણ. ૨૩૪૫

અગર માંગવી હોય માંફીબી હાલ,
તુરત કરવો જોઇયે તે માટેનો ખ્યાલ.

બીજુ પાછું ફરવું, કે છે જવાં કોઠાર,
ભલી ભુંડી રાહ ત્યાંથી લેવી તેવાર.

યા લડવા ફેરવવી લગામો શીતાબ,
કે ભાલાઓને પાઈ લોહીનું આબ.

હવે જો એમજ હોય લડવા વિચાર,
તો ઢીલબી ઘટે જંગગાહે લગાર.

સેપાહ શાહથી પીરાંને માંગી છે યાર,
હશે શાહે કીધી સેપાહ જે તઇયાર.
વખત જાય છે તેમા આવશે સેપાહ,
થશું તે ઉપર તે પછી કીનેખાહ.

હરેક રીતે વાતો વિચાર્યે મગર,
ન બનતું શેવટ રબની મરજી વગર.

વિચાર હોય શેહેરે જવા પાયતખ્ત,
ન રોકશે તે રાહ આપણી આય વખ્ત.
જો હોય [૧]શાહથી માફીની ઇચ્છા ખરી,
જવું જોઇયે હયાંથી તઇયારી કરી.
છે હર કોઈ તનનો ને મનનો ધણી,
કે જાઓ જો ઇચ્છા છે ઇરાં ભણી. ૨૩૪૬
ન રાખતા અમો બેઉ ભાઇયોથી આસ,
ન દીલ ધોશું હરગેઝ કીનાથી ખાસ.
થયો તુખ્મે વીસેમા એવો ન કોય,
કમરબંદ કમરનો ઘસાયો ન હોય.
કે નસીહતે સરદાર પીરાનથી,
જઇયે છે તુરાં, રાહ બેયાબાનથી.
અગર રાહા રોકશે હમારી મુદામ,
તો લડશું, છે જ્યાં સુધી શકિત તમામ.
સુની વાત તુરકીઓએ જો શીતાબ,
તું જો કે! દીધો શું તેઓએ જવાબ.
કે સરદાર, લઇ જંગી દસ નામદાર,
મુઓ ખ્વારીથી એ રીતે બેશુમાર.
આવેચ તે તરફથીબી ખુસરૂ શહા,
તો શકશે ટકી કોણુ આં જંગગહા.
પગો, હાથ, ઘોડા, ન હથ્યાર છે,
ઝમીં, મુલ્ક, ના ગંજ, સરદાર છે.
ન રાહ નાસવાની, ન જંગનુ કુવત,
તો તનની ઉપર લઇયે સખ્તી સખત.
અમો ફર્યે પાછા, કે ગુદર્ઝ શાહ,
રવાંના કરે પુઠે હાથી, સેપાહ. ૨૩૪૭

 ૧–ખુસરૂથી.

તો જીવથી બચે એક જણુબી ન લેશ,
નહીં જોઇ શકે તેઓ ઘરબાર ખેશ.

શરમ માંફીમા હમને રજ ભર નથી,
સેપાહ છે ઘણી પણ તે અફસર નથી.

હવે કર્યે કાં? શાહે તુર્કીનો ધાક,
શું અફરાસેયાબ, કે શું એક મુઠી ખાક.

થયો કાં ન? શાહે ઇરાં સમ મગર,
કીધી મેહેર જેણે સેપાહની ઊપર.

કે દોડયો સેપાહની જે યારી ઉપર,
કમાં બાજુએ લઈ બીજા નામવર.

ને શાહ નાંમીઓનો નદીની તે પાસ,
સુતો ખાતો બેઠો છે આરામે ખાસ.

સેપાહે દીધો એવી રીતે જવાબ,
ઉઠયા ત્યાંથી બેઉ નામદારો શીતાબ.

સમજ્યા એ ફર્શીદવર્દ ને લહાક,
રહયો વખ્ત ના જંગ શરમનો જરાક.
ખરૂ સર્વે છે જે કહે છે સેપાહ,
કે ભરવાડ વિન થાય મેંઢાં તબાહ.

તઈયારી કીધી નાસવાની નિદાન,
ધરી રાહા લાંબી બેયાબાં મેયાન. ૨૩૪૮,

હતો તેઓને હાથ ઝુંડો બુલંદ,
ખુને તર હતી આંખ, દીલ દર્દમંદ.

ગયા સાથે દશ નામવર લઇ સવાર,
દીલેરો, લડાઇને લાયક, અપાર.

હતા રાહમા ઇરાં સવારો મુદામ,
નિગેહબાંન રાહના દીલેરો તમામ.

ઘોડા ત્યાંથી તુર્કોએ માર્યા જેવાર,
કે દોડયા તલાયાઓ પુઠે અપાર.
ન ધારેલી થઈ ગઇ તેઓમાં લડઈ,
ઝમીં ખુને ગુલલાલા જેવી થઈ.
મુવા આંઠ મર્દો ઇરાંની સરસ,
દીલેરો હતા શેર જંગને દીવસ.
સિવા તુરકી સરફ્રાઝ બે પહલવાન,
બચાવ્યા ન કોઈયે તલાયાથી જાન.
ગયા નાસી ત્યાંથી તે બંધે દીલેર,
ઉંચાબાંને રસ્તેથી જાણે કે શેર.
કીધો ચોકીથી ચોકીદારે પુકાર,
કે અય સરફ્રાઝો દીલેર નામદાર.
આ તુરકી સેપાહમાંથી બે નામદાર,
પડયા બાહાર સંગ નામીઓ દશ સવાર. ૨૩૪૯
વળગ્યા તલાયાથી એવા તો સખ્ત,
કે ખુન ખાકમાં ભેળી દીધું તે વખ્ત.
માર્યા આંઠ જણ ઇરાંનીમા મગર,
તે બે જણ ગયા નાસી બાંધી કમર.
સુની બોલ્યો ગોદર્ઝ આં બંધે મર્દ,
સિવા હોય ન લહહાક ફરશીદવર્દ.
ગયા છે ઉઠાવી તે ગરદન મગર,
નથી ઢુઢુ દોડવે તેઓનું જીગર.
અગરજો ઇરાંથી જશે તે તુરાન,
થશે આપણી ફઓજને બહુ ઝેયાન.
હવે નામ ચાહે છે કોણ શાહ પાસ,
જે સર રૂમી કોલાહથી ઢાંકીને ખાસ.

કે જઈ પાસે લહહાક ફરશીદવર્દ,
ને કાઢે તે બંધેની શમ્શીરે ગર્દ.

હતા સઉ ઇરાનીઓ થાકા ઝબર,
અને સુસ્ત, લોઢે ઘસાઇ કમર.

દીધો જવાબ ના, ગોસ્તહમના વગર,
જે જંગમા હતો શેર વિકાળ અગર.

કહયું ગોદરઝને, ઓ લાયકે તખ્ત,
ગયો તુ સેપાહ તુર્કની જંગે સખ્ત. ૨૩૫૦

મને સોંપી છાવણી, નગારાં, ને ઢોળ,
કહયું ઊભો રેહવા સેપાહની હરોળ.

દીલેરોએ કીર્તિને પાંમી તમામ,
મારે ભાગે આવ્યું ન જંગને હીંગામ.

હવે આય કામે હું કીર્તિને પાઊં,
એકાએકી જાઊં ને ફાંદામા લાઊં.

તો ગુદર્ઝ હસ્યો, થયો શાદતર,
થયો ગમથી છુટટો, ને ખીલ્યો ચહર.

કહયું, દીધું ખુરશીદે બખ્તે બીદાર,
તું સિંહ, નરે ગોરખરો તારા શીકાર.

તું જા, હોજો તારી મદદ કીરદેગાર,
લહાક જેવા ત્રણસો તારા હો શિકાર.

## ગોરતહમનું લહાક અને ફરશીદવર્દની પુઠે જવું.

પેહર્યું જંગ બખ્તરબી ગોસ્તેહમે,
મળ્યા જંગી જે, કહી દોઆ તે સમે.
સેપાહથી પોતાની રવાંના થયો,
બે તુરકી દીલેરોની જંગમા ગયો.
સેપાહ સારી બોલી તેવારે નિદાન,
કે પુગશે એથી ગોસ્તેહમને ઝેયાન.
સેપાહ એક અફ્રાસ્યાબ પાસેથી ગર–
કે ચાલી, ગોયા કીશ્તી પાણી ઉપર. ૨૩૫૧
મદદ માટે આવતીતી [1]જંગીની ખાસ,
પણ આવી દઘુયના જો જંગલની પાસ.
ખબર થઇ કે માર્યો ગયો છે પીરાન,
ને નિવડી દીલેરોની જંગ એ સમાન.
તો રાહથીજ પાછા ગયા તેઓ ખાસ,
ગયા શોર કરતા તેઓ શાહ પાસ.
ગયો ગોસ્તેહમ, થઇ બીઝનને ખબર,
કે લહકાક, ફર્શીદની, જંગે અગર.
તો બીઝન વિચારે કે તે જો મગર,
બતંગ આવે દશ્તે દઘુયમાં અગર.
ન થાય એવું, લહહાક ફરશીદવર્દ,
લડાઇને દીન તેની કાઢે જો ગર્દ.
ગયો સિંહ જેવો તે બપાવાની પાસ,
ગમે ગોસ્તેહમથી દુઃખી દીલે ખાસ.

1–યાને પીરાંનની.

પડી જો બપાવાને ચેહેરે નઝર,
કીધી કંઇક વાતો પુકારી ઝબર.
રે પહલવાં! નથી અકલથી ઠીક યાર,
બજાવે હુકમ તારો હર નામદાર.
તેને મરવા ફોકટ રવાંના કરે,
પછી ફરતાં ચકના બહાંના કરે. ૨૩૫૨
સેપાહે તુરાંથી બે જંગી દીલેર,
ગયા છે જે રાહુ દોડતા ગોયા શેર.
હુમાં ને પીરાંથી દેલાવર ઝબર,
મુલકના બુઝર્ગો છે બુન્યાદે ગર.
તે બે જણની જંગે ગયો ગોસ્તહુમ,
ન થાય એમ કે આવે તેપર કોઈ અલમ.
ખુશી સારી દુઃખમાં ફરી આં જશે,
જો તે શેરે નર ફઓજથી ગુમ થશે.
સુની વાત ગુદર્ઝે તેની જેવાર,
તો સખ્તી એ કામે ઉઠાવા અપાર.
તેણે ખ્યાલ કીધો પછી થોડી વાર,
કે છે રાસ્ત બીઝનનું ધાર્યું અપાર.
કહ્યું શાહના સરદારે પહલવાંનો પાસ,
જે કોઈ ચાહે કીર્તિ, ને મર્દ બો ખાસ.
થવું ત્યાર ગોસ્તહુમની પુઠે જવા,
મદદગાર, દુશ્મનથી તેનો થવા.
નહીં જવાબ કોઇયે દીધો અંજુમન,
ન ગમખાર કોઈ, ન આસુદે તન.
કહ્યું બીઝને ગોદરઝને કે બસ,
નથી મુજ સિવા કોઈ ફરીયાદરસ. ૨૩૫૩

એ કામે પડે મોંણુ પહલવાંનથી,
ધરાયું ન કોઇ પોતીકા જાંનથી.

જવું જોઇયે મુજને તેના કામે ગર,
છે દીલ દર્દે પુર, આંસુ ભર્યો ચહર.

તો બોલ્યો તે ગોદર્જ અય શેરેમર્દ,
ન ગેતીની જોઇ તેં ગર્મી કે સર્દ.

નથી જોતો! જીત્યા છે આપણુ મગર,
ન કર તુંન્હી તેજી એ કામે પીસર.
ફતેહમંદ થશે ગોસ્તહમ તેઓ પર,
કે કાપશે તે બંધેના ખંજરથી સર.
સબર! ગોસ્તેહમની પુઠે હું મગર,
સવાર એક મોકળુ છું શેરે બબર.

લડઇગાહામાં જે મદદગાર થાય,
સરો ખાકમાં નાંખે શત્રુના આય.

કહયું ત્યારે બેઝને અય પહલવાન!
અકલમંદ, હોશીયાર, રઓશન રવાન.
મદદ જોઇયે હમણાં, છે જીવતો તે મર્દ,
ન ત્યારે! કે કાઢે તેઓ તેની ગર્દ.

મુઓ ગોસ્તેહમ જંગમા જો મુદામ,
અને આવી આંખર, થયું ઊંધુ કામ. ૨૩૫૪

નફો શું! તે પાસે જો મોકળે સવાર,
સિવા લોહીનું માથું, ન મળશે લગાર.
તેના ગમને માટે હુકમ દે અગર,
તો બાંધુ કમર તંગ તે કામ પર.

તું કેહેશે કે ના જા તો આ મારૂ સર,
હું તેજી આં ખંજરે કાપીશ અગર.

કઝા આદ તેની, હું ઝીંદગી મગર,
ન ચાહુતો કે રહે, માટે બાંહનુ ન કર.

તો ગોદર્ઝ બોલ્યો, ઉતાવળ તું કર,
નથી ગેહેર તુને જો તું જીવ ઊપર.

નથી જો ધરાયો લડઈથી તું આ,
કમર બાંધ જલ્દીથી તઇયાર થા.

ખાચતજ નથી તારૂ દીલ આપ પર,
કે બાળે છે હરદમ તેનું તું જીગર.

તારાં સર ઉપર નાંખશે તુંજ ખાક,
નથી એવી જંગનો મને કોઈ ધાક.

## બીઝનનું ગોસ્તેહમની પછાડી જવું.

નિંચુ સર કીધું બેઝને સમજી યાર,
ઝમીં ચુંમી, આવ્યો તે દરથી બહાર.

તઇયારી કીધી જંગની બાંધી કમર,
તથા ઝીન બાંધ્યું તે [1]શબરંગ પર. ૨૩૫૫

જો બેઝનની થઈ ગેવને એ ખબર,
કે બાંધી કમર કીને ફરશીદ પર.

ગયો ગોસ્તહમની પુઠે દોડી રાહ,
કે જંગમા સવારોની તુરકી સેપાહ.

કુદી ગેવ ઉઠયો તુરત બેગુમાન,
અરબ ઘોડે બેઠો ધુંવાની સમાન.

૧-કાળા ઘોડાપર,

ને દોડયો, તેને જોયા રાહમાં મુદામ,
તો ગુસ્સાથી એક તર્ફ ખેંચી લગામ.
ને બોલ્યો, કે સમજાવ્યો મેં કેટલી વાર,
નથીજ માનવાનો કહ્યું મુજ લગાર?
રહીશ કયારે તુંથી હું પળબી ખુશાલ?
તું કયાં જાય છે દોડતો એમ હાલ?
હરેક કામે મુજને દુઃખી કર ન તું,
બુઢાપામાં કહે મુજથી માંગે છે શું?
સિવા તારા ફરઝંદ નથી કંઈ મને,
ના જીવ ખુશ રેહેતો દુઃખી જોઈ તને.
દીધું નેકી દેનારે નેક બખત જયાર,
ઘટે શાદ આરામે બેસવું તેવાર.
રહયો ઝીન પર તુ દીવસ રાત દસ,
ખેંચી તેગ શત્રુગી કીનાની બસ. ૨૩૫૯
બદન, ટોપ બખતરે ઘસ્યું તમામ,
છતાં ખુનથી નહીં ધરાતા મુદામ.
કઝાની અવલ કાં ગુમાવે છે સર?
નચિંત બહુ થયો છે તું ખંજર ઉપર.
ન જે કોઈ રાખે છે શેવટનું ધ્યાન,
મુરાદે તે પોંહચે નહીં આ જહાન.
ન જા મઓત સાંમે શિતાબીથી ખાસ,
તેણે મોંઢું રાખ્યું છે આપણની પાસ.
પિદર કાજે એ વાતે પાછો તું ફર,
ન જોઈએ દુઃખવવું તુને મુજ જીગર.
કહ્યું ત્યારે બેઝને અય હોશદાર!
જુદો કરશે તું માટે લોકો વિચાર.

ગયાં કામો નહીં, યાદ કરતો અંગર,
અફસુસ કાંય ફેરવે છે ઈન્સાફે સર?
સમજ બાપ તુજ વાતે દાદજ નથી,
યા લાડનની જંગ તુને યાદજ નથી.
કીધું મારી સાથે શું ગોસ્તેહમે?
છે મુજ સંગ ખુશી ગમ તેના આ સમે.
જો ગર્દીશ ખુદાઈ હશે એવી ખાસ,
કે લાવે બુરો વખતઓ મારો, પાસ. ૨૩૫૭
અલગ રેહેવાથી લેખ ફરતા નથી,
વધુ વાતે ફાયદાને ધરતા નથી.
ફેરવ સર ન મારૂ લડઇથી તદન,
એ કામે કીધું છે ફીદા મારૂ તન.
કહયું ગેવે પાછો નથી ફરતો જાણુ,
તો બેહતર છે કે આં ઊંચે ને નીચાણ.
ન મારા વગર જંગમા તું જઇશ,
મદદગાર હર કામમાં હું થઇશ.
કહયું બેઝને એવું હરગેઝ ન થાય,
કે શાહી તુખમ નામદારોથી આય.
બે તુરકી ડરેલા પુઠે, ત્રણ દીલેર,
કે દોડે એવી રીતે રાહ દૂર વેર.
કહયું ગેવે પાછો તું ફર અય પીસર!
મદદ તેને જંગમા થવશ હું ઝબર.
કહયું, બેઝને દીન ન આવે અરે!
હું જીવતો ખુશી રહું ને તું જંગ કરે.
શું મહફીલમ કેહેશે દીલેરો સુખન,
ગયો બાપ જંગે, ને બેઠો બીઝન.

કસમ જાને સર શાહે રેશન રવાન,
ને જીવના બપાવા દીલેર પહલવાન. ૨૩૫૮

કસમ ખુને સ્યાવક્ષ, કે જંગગાહ—
થી, તું પાછો ફર ને મને આપ રાહ.

હુકમ હું ન માનું એ કામે અગર,
તું કેહેશે મને જંગથી પાછો ફર,

સુની વાત ગેવે તો પાછો ફરી,
ગયા ચાલી, તે પર દોઆઓ કરી.

ફતેહ ભર્યો જા, આવ ખુશાળીની સાથ,
કે ખુલ્લાં દીલે, બાંધી શત્રુના હાથ.

ગયો દોડી બેઝન પુઠે ગોસ્તેહમ,
રખે તુરકીથી આવે તે પર સીતમ.

નદીથી જો લહહાક ફરશીદવર્દ,
શીતાબીથી દોડી ગયા ગોયા ગર્દ.

કહાક એક રાહ સાત ફરસંગ પર,
ગયા, ફઓજે ઇરાંનથી બેફીકર.

## ગોસ્તેહમના હાથ ઊપર લહાક અને ફરશીદ-વર્દનું માર્યું જવું.

દીઠું વેહતું પાણી ને જંગલ તમામ,
હતું જ્યાં દીલેરોના છાંયાનુ ધામ.

શિકારો તે વનમાં હતાં મુર્ગ[1] શીર,
ઊંચાં ઝાડો, લીલી ઝમીં, વેહેતું નીર.
શિકારોને કરવા ઉતર્યા તે ખાસ,
નદી પાસ આવ્યા છીમાંવાને પ્યાસ. ૨૩૫૯
પીધું પાણી તો કીધું ખાવું પસંદ,
ખુશી કે ગમીમાં ન રહે મોંઢુ બંદ.
ફર્યા આજુબાજુ તે વનમાં અપાર,
ને માર્યા ઘણીએક તરેહના શીકાર.
કે સળગાવી અંગાર કીધા કબાબ,
જે ખાઈ, ઝરા પાસે આવ્યા શીતાબ.
નસીબ જ્યાં સીતમ હોય કરતુંજ બસ,
રહે ત્યાં દીલેરોના માઠો દીવસ.
કે લહહાક સુતો, ને ફરશીદ ખાસ,
બેઠો ચોકીએ તેના માથાંની પાસ.
નિકળ્યો સિયાહ રાતે માહતાબ ગર,
ધર્યાં ખાબમાં બે દુઃખીઓએ સર.
કે આવી પુગો ગોસ્તહમ તે મકાન,
હતા સાથે જ્યાં પહલવાંને તુરાન.
આવ્યો ઘોડાને, ઘોડાઓનો જો વાંસ,
તો ખંખાર મારી ગયો તેઓ પાસ.
કે ઘોડાબી લહકાકનો તે સમાન,
પુકાર્યો બની શુદ્ધ વગરનો નિદાન.
તો ફરશીદવર્દ તુર્ત લહકાક પાસ,
જગાડયો જઈ ખુશ ખાબેથી ખાસ. ૨૩૬૦
કહયું ખાબે ખુશથી ઉઠીને મગર,
આ બદ બખ્તનું કાપ મર્દીથી સર.

અકલની કહીચ વાત દાંનાએ આચ,
કે જંગથી વરૂની, જો સિંહ નાસી જાય.
તો પુઠે વરૂએ જવું ના તે વખત,
સિવા ખેંચી જાયે તેને બુરૂ બખ્ત.
કે ચાલ, ઉઠ, જલ્દીથી, આવી સેપાહ-
ઇરાંની, ને રોકી છે આપણુની રાહ.
કેવા દોડયા તેજીથી તેઓ અગર,
છુટો ના કોઈ બદ દીવસથી મગર.
થયા તેઓ બંધે ઘોડા પર સવાર,
ગયા દોડતા જંગલેથી અપાર.
કે ચાલ્યા તેઓ જંગલેથી મેદાન,
લડાયેકો બે, બે દીલેર પહલવાન.
તે બંધે સવારોએ મયદાંને એમ,
નઝર બે કીધી કે હવે કર્યે કેમ?
જણાયો પુઠે ગોસ્તેહમ દૂર જ્યાર,
ન જોયો તેની સાથ કોઇબી સવાર.
ઊઠાવ્યું દીલેરોએ સરને જેવાર,
ઓળખ્યો તુરત તેને જોઈ તેવાર. ૨૩૬૧
કહ્યું એક બીજાને તેઓએ જો ખાસ,
કે આવ્યો છે એકલો તે આપણુની પાસ.
નથી ગોસ્તેહમ વિન, જે આવ્યો છે જંગ,
ધરી હાથ ઝુંડો દીલેરોનો સંગ.
નહી નાસવું જોઇયે તેનાથી ખાસ,
કદાચ આવે જો તે આ મયદાંન પાસ.
કે આપણુથી છુટશે નહીં ગોસ્તેહમ,
સિવા કે બુરૂ બખત ચાહે સીતમ.

ગયા તેઓ ત્યાંથી તે મયદાન ગમ,
પુઠે દઓડતો કીનાવર ગોસ્તેહુમ.

પુગ્યા આવી તેઓની પાસે જેવાર,
કીધો મસ્ત સિંહની મીસાલે પુકાર.

ને વર્સાવ્યા તેપરબી તીરે ખદંગ,
જો ફરશીદવર્દ આયો કરવાને જંગ.

મારી તેગ ગોસ્તેહુમે સર ઊપર,
મગજ લોહી સાથે ભેળાયું ઝબર.

પડયો તુર્ત ઊંધો, અને ખોયો જાન,
મુવો નામી વીસેતુખમ પહેલવાન.

લહાકે ચહેર ભાઈનો જોઈ લીધો,
તો જાણ્યું કે આરામ જંગથી કીધો. ૨૩૬૨

તેના દર્દે ધ્રુંજ્યો, ઘેલો થઈ ગયો,
ઝમાનો સિયાહ તેની આંખે થયો.

ધરાયો તેબી જીવે રોશન, મગર,
કમાં ચિલ્લે ખેંચી ચઢાવી ઝબર.
અને માર્યો તીર ગોસ્તેહુમનીબી પાસ,
કે વરસાવી બે આંખે આંસુઓ ખાસ.

કે એક હયાંથી, તો બીજાંથી મારે દીગર,
ન રહે તીર એકબી જતો ભોંય પર.

જેથી તુર્ત ઝખ્મી થયા બેઉ સવાંર,
પછી લાગા તલવારે લડવા અપાર.

મળ્યો લાગ જો ગોસ્તેહુમને મુદામ,
તો આગળ તે ધસ્યો, ને ફેરવી લગામ.
માર્યો ગર્દને તેગનો ઝખ્મ તેઝ,
પલકમાં કીધી તે ઉપર રસ્તખેઝ.

દડી સમ પડયું પગ નિચે તેનુ સર,
આવ્યો અંત કીના ને જંગનો ઝબર.
છે આંસમાંન ફરતાંનુ એવું જ કામ,
કે તોડેચ મયા પાળેલાથી તમામ.
જો સર તેનું શોધે, પગો મળશે ખાસ,
પગો તેના શોધે, મળે માંથુ પાસ. ૨૩૬૩
એવો ઝખમી જીને હતો ગોસ્તેહમ,
ગોયા પડશે નબળાઇથી એકદમ.
ચાલ્યો જીન પર બેસી તે [1]સર-ગુન,
ચલાવતો તે ઘોડો, અને વેહેતું ખુન.
આવ્યો પાણીના તે ઝરાને મુકામ,
દીઠું વેહતું પાણી, ને છાં[illegible] તમામ.
ઊતર્યો નિચે, ઘોડો ઝાહાડેથી ખાસ–
કે બાંધ્યો, નસીબે આવી પાણી પાસ.
પીધું ખુબ પાણી શુકરબી કીધો,
અચાંનક ઝમીને ગો[illegible] બાંધી લીધો.
મરોડઈ ગબડયો સીયાહ ખાક પર,
બદન તેગથી બન્યું ઝખમી ઝબર.
તે બોલ્યો કે અયે કીરદેગારે જહાન!
મોકળ ખેસીથી, યા સેપાહથી નિદાન.
તે દીલસોઝ બેઝને ગેવને નિદાન,
યાતો એક દેલાવર કોઈ પહલવાન.
મુવેલો યા જીવ[illegible] જગાએથી આય,
મને લઇ સેપાહે ઇરાંમા તે જાય.
જેથી જાણે સઉ કે વિના નામ ખાસ,
મુવો હું નહી, ગેતીમાં છે એ આસ. ૨૩૬૪

[1] નચુ સર કરીને.

રડયો રાત સારી, ઉગ્યો રોઝ પાક,
ગોયા રાંપ દુઃખથી લપેટાનો ખાક.

## બીઝનનું ગોસ્તહમની નઝદીક આવી પુગવું.

બની ગેતી ખુરશીદે, રોશન જેવાર,
કે બેઝન તે જગ્યાએ આયો તેવાર.
ફર્યો આજુબાજુ ઘણો બેયાબાન,
કે ગુમ દોસ્ત થયલાની પાંમે નિશાન.
દેખાયો તેને દુરથી ઘોડો છેક,
બેયાબાનમાં તે સિયાહ રંગ એક.
કદમ ભરતો ચિન્તાના, ચરતો તે ધામ,
હતું ઝીન ઊંધુ, ને ટુટી લગામ.
હતો ઊંધો ઝીનનો કુલ અસ બખબી,
કમંદ ખુંન ભરેલી, ને રેકાબબી.
ગયો હોશ બેઝનનો, જોયુ જેવાર,
કીધો સિંહ ગરઝતા બીઝાલે પુકાર.
ને બોલ્યો ભલા દોસ્ત અય મેહેરબાન!
પડેલો છે કયાં. તું એવાં બેયાબાન?
તોડી પીઠ મુજ, કીધું ઝખમી જીગર,
હવે જીવ જશે પ્યારા, તનથી મગર.
શું બોલું હવે શોધું કયાં તુને હું?
દેખાડી તુને બઝી આંસમાને શું? ૨૩૬૫

ગયો ઘોડા પગલે ઝરાઓની પાસ,
અને જોયો તેને તે જંગલે ખાસ.

ખુનો ખાકમા ટોપ બખ્તર તમામ,
હતો સર ઊંધે ઝખ્મી થ લો મુદામ.
કુદી પડયો શબરંગથી બેઝન તેવાર,
તુરત તેને ધર્યો બગલમાં અપાર.
ખોલ્યું છાતીથી રૂમી બખ્તર ઝબર,
કોલાહથી કીધું ખુલ્લુ ઝખ્મી તે સર.
નિગાહ ઝખ્મી તન પર કીધી જો શેતાબ,
ન બાંધવાથી જોયા ઝખમ તે ખરાબ.
રગ્રી તનથી વેહતી નદીની સમાન,
જીગર દર્દ ભર્યું, ને ડર ભર્યો જાન.
કરીને તેના ઝખ્મ ઉપર નઝર,
રૂદન કરવા લાગો તે પાસે ઝબર.
કહયું કે અરે નેક દીલ યાર ગર,
ગયો તું તો લાગી લડાઈ ઝહર.
મને શોધ આગળથી કરવી હતી,
હતું પોંહચવું, કરતો જંગ જયાં અતી.
મદદ હું કદાચે થતે રંજ વખ્ત,
કીધી જો તેં શયતાંનોથી જંગ સખ્ત. ૨૩૬૯
મુરાદો હવે આવી શત્રુની બર,
જે ચાહ્યું તે કીધું તેઓએ અગર.
સુખન બોલ્યો બેઝન કે ત્યાં ગોસ્તેહમ,
હીલીને ભર્યો એક ઊંડાબી દમ.
કહયું એમ બેઝનને અય નેકખાહ!
ન કર તારૂ તન મારી પાસે તબાહ.

મને મોત કરતાં છે તુજ દુઃખ ઝબર,
તું મુક ટોપ પાછી મારાં ઝખ્મી સર.
તું કર કાંઈ ચારો, આં જગ્યાથી ખાસ,
મને લઈ શકે જઈ શહાની તું પાસ.
રહુ વખ્ત એટલો હું જીવતો અગર,
કે એક મર્તબે જોઊ શાહનો ચહર.
પછી મોતબીજી આવે તો ડર નથી,
સિવા ખાક આપણનું બીસ્તર નથી.
મુવો ના, જે કોઈ તૃપ્ત ઇચ્છા કરે,
કરી પાર શેવટ પોતાનું, મરે.
બીજું બે બીકણ દુશ્મનો પુર ખતર,
જેને માર્યા ચઝદાંએ મુજ હાથ પર,
બની જો શકે બાંધી લે ઝીન પર,
ન તો કાપી લે તેઓના તનથી સર. ૨૩૬૭
કે હથ્યારો તેમણાં, અને નામી સર,
જા લઈ, કે પડે તેઓની જંગ ખબર.
શહે ગેતી પાસે તું કરજે બયાન,
ન મે સર કીધું ખ્વાર ફોકટ નિદાન.
કીધી જંગબી બખ્ત સંગ હર મુકામ,
હતો ચાહતો મર્દી, ને કીર્તિ, ને નામ.
બતાવ્યા બે તુરકીઓ બેઝનને તે,
કપઈને પડેલા હતા દૂર જે.
એ કેહેતાં થયો જાંનબી સુસ્ત ખાસ,
કે બીઝન ઉભો રડવા માથાંની પાસ.
પછી ત્યાંથી ઘોડો તેનો ઢીલ વગર,
કે લાવ્યો, ને તંગ, બંદ, ખોલ્યા ઝબર.

તે નર ઝખ્મીના તન નિચે ગાદી ઝીન-
ની, પાંથરી તેના દુઃખે રડયો યકીન.
ચીરી તેણે ઝબ્ભાની દામન ઝબર,
અને બાંધી ઊંડા તે ઝખ્મો ઊપર.
પછી દોડયો ત્યાંથી તે ટેકડી ઊપર,
સિવાહ જીવ કરી આવ્યો ગમથી ઝબર.
તુરક સ્વાર છુટટા જો પડયા નિગાહ,
જે આવતા જણાંયા બેયાબાંન રાહ. ૨૩૬૮
નિંચે આયો વિજ સમ ઊંચેથી અગર,
કઝા ગોસ્તેહમનીથી બીહતે જીગર.
કે દહેશતના ખાધેલા તુરકી સવાર,
જોયા બે જણાં દોડતા દુર અપાર.
તો ફેત્રાકથી ખોલી ચાંચી કમંદ,
તુરક એકની નાખ્યો ગદને બંદ.
દીધી માફી, ઘોડેથી નાંખી દઈ,
મદદગાર તેને કરી પોતે લઈ.
પછી ત્યાંથી આવી પુગો ગોયા ગર્દ,
દોડી પાસે, લહહાક ફરશીદવર્દ.
ઊંધા જોયા સરદારો ફ્ઓજી અગર,
પડયા ખાકમા, ખુંનમા, તર બ તર.
ત્યારો પાસે ચરતા ઘોડા જંગી ખાસ,
જગા કીધી ચરવાની સરદારો પાસ.
કીધી બેઝને એવું જોઈ આફ્રીન,
તે ગોસ્તમને, કે લીધો કીનો યકીન.
કહયું તુરકી તે માંફી લેનારને,
કે ઝીન પર ધરે ફ્ઓજી સરદારને.

પછી ત્યાંથી દોડયો તરફ ગોસ્તેહમ,
અને આવ્યો મસ્તાંના ચિત્તાની સમ. ૨૩૬૯

પવન સમ તેને, ઘોડેથી ઉતરી ગર,
ઇઝા વિના મુકયો ધીરે ઝીન પર.

કહયું તુર્કને તો થયો તેબી સ્વાર,
પછી ધર્યો [1]તેને બગલમા તેવાર.

ચલાવ્યો ધીમે ઘોડો રાહ કાપનાર,
દોઆ એવી માંગી તેને માટે યાર.

શહા પાસે જીવતોજ તેને મગર,
પુગાડે આં મરદાંને જંગથી ખબર.

ચલાવતો બીઝન ઘોડો ગમ દર્દે પૂર,
હતો જીવ દુઃખી ગોસ્તેહમથી ઝરૂર.

## કયખુસરૂનું પીરાન અને તુરાનના સરદારો માટે દખ્મું બનાવવા ફરમાવવું અને ગોર્વી-ઝેરેહને મારી નખાવવું.

થયા નવ કલાકા દીવસના પસાર,
ફલક ફરતાંથી સુર્ય ચાલ્યો જેવાર.

તો ગેતીનો શાહ ખુસરૂબી ફઓજ પાસ,
આવ્યો જંગલે દબદબા સાથ ખાસ.

1—ગોસ્તહમને.

ગયા સાંમા સરદારો પ્યાદા મુકામ,
લડાયેકો, ને નામદારો તમામ.
કીધી દાંનાઓએ દોઆ સર બ સર,
મુએદોના સરદાર શાહની ઊપર.
એમજ પોતે બેઠી રહયો ઘોડે શાહ,
કે જેથી જુએ તેનો ચેહેરો સેપાહ. ૨૩૭૦
કીધી શાહે તેઓ ઊપર આફરીન,
ભરી મુજ દીલેરોથી રેહેજો ઝમીન.
સેપાહ પાહાડ સમ પૂઠે રીતો મીસાલ,
કે ચાલતો સેપાહ સાથે ગુદર્ઝ હાલ.
કે સંગ દસ દીલેરો પેલા, જંગગાહ,
જેણે જંગમા કાઢી ગર્દે સેપાહ.
હતાં નાખ્યાં ઊધાં મુવેલાના સર,
હતા જાંમા, તન, બખતરો, ખુને તર.
હતા ચાલતા ફઓજ પૂઠે અગર,
દોઆઓ જે કરતા શાહાની ઉપર.
જો શાહ પાસ ગુદર્ઝ આવી ગયો,
અને દુરથી જોઇ પ્યાદો થયો.
તો કરતો દોઆ પહલવાંને સેપાહ,
પડયો નિચે આવીન નઝદીકે શાહ.
બતાવ્યાં તે મુરદાંઓ ખુસરૂની પાસ,
હતા કોણ હરીફો, કહયું સર્વ ખાસ.
લાયો ગેવ ગોર્વીઝેરેહનેબી ખાસ,
દોડાવી દીલેરે ઇરાં શાહ પાસ.
દીઠો ગોર્વીને ખુસરૂએ જો મુદામ,
સરદ હાય ખેંચી જીગરથી તમામ. ૨૩૭૧

ઊતર્યો તુરત ઘોડેથી શહરયાર,
ખુદા પર દોઆ કરતાં બોલ્યો તેવાર.

શુકર દાદગરના, પનાહુબી દીગર,
ફતેહ જેણે દીધી, ને શકિત ઝબર.

સેતાયશ કીધી, રહી પગે ઊભો શાહ,
ઊતારી તેણે સરથી કયાંની કોલાહ.

ખુદા બાદ, આફરીન પેહેલવાંનો પર-
કીધી, બાદ લશકર ઉપર સર બ સર.

કે અયે નામદારો મુબારક કદમ,
તણુખલાં છે દુશમન, તમો આગ સમ.

કુટુંબીઓ સંગ ગોદરઝ નામદાર,
જે આતશ મીસાલેના તેઝી અપાર.

કીધો સદકો જેઓએ તન જાનનો,
ને દમ લઇ લીધો શેહેરે તુરાનનો.

હવે ગંજ શાહી તમારો છે સહી,
જે દેવા હું ખાંચશ સીધો હાથ નહી.

પછી જોયા પેલા મુવેલા અગર,
ને [1]સરદારે તુરાંનો જોયો ચહુર.
દુઃખી આંસુ નાખ્યાં બે આંખે તમામ,
કીધાં યાદ સર્વે ભલાં તેના કામ. ૨૩૭૨

એવું બળ્યું દીલ તેનું પીરાં ઊપર,
ગોયા એક આતશ સળગ્યો ઝબર.
તેના મોંત પર એક વિવેચન કીધું,
બે આંખોના ખુને ભરી મોંહ દીધું.

બુરૂ બખ્ત છે અઝદહા તેઝ સમ,
સિંહો મસ્તના લે છે ફાંદામા દમ.

[1]–પીરાંનનો.

નથી પામતું મરદીથી કોઇ [1]રહા,
એવો તેઝ ચુંગાલ છે અઝદહા.

મારી રંજને ખેંચતો હર વખત,
મારાં કામે કસતો કમરબી સખત.

સિયાવક્ષના ખુને હતો દર્દે પુર,
થયું કોઇ દુઃખીના તે કામે ઝરૂર.

એવો મેહેરબાં ! બાદ પાઝી થયો,
ઇરાં દેશ દહેશતમા આવી ગયો.

ફેરવ્યું તેનું શયતાંને દીલ મુદામ,
જેથી તેના બદલાયા ખ્યાલો તમામ.

નસીહત ઘણી મેંબી તેને કરી,
ન લાગી મારી વાત ફાયદે ભરી.

અફ્રાસ્યાબથી ના ફેરવ્યુ જો સર,
હવે શાહે દીધું એવું ફળ ઝબર. ૨૩૭૩

જુદો આપણે ચાહયો બદલોબી સખ્ત,
અને ત્યાર કીધું હતું તાજ તખ્ત.

બની વાત ધાર્યાથી આપણાં દીગર,
જુદી રીતે ફર્યું ફલક તેને સર.

દયા બદલે આવી જફા દીલે ગર,
ફેરવ્યો જુદી રીતે જેથી ચહર.
આયો તમથી લડવા લઇને સેપાહ,
થયા જેથી એટલા ઇરાંની તબાહ.
શું ગોદર્ઝી બાધો, ને મારૂ ફર્માન,
ને તુચ્છ કર્યું મારા દીલેરોનું ધ્યાન.

તબાહ પાક દીલની કીધી તેણે મેહેર,
ને અમૃતમા દીધું ભેળીબી ઝેહેર.

1-છુટકારો.

તુરાંથી બની ત્યાર દોડયો અગર,
હતું મઓત ગુદર્ઝી ને ઝે મગર.
પીસર સાથે ભાઈ, કમરબંદ, કોલાહ,
ઝમીં, મુલ્ક, હુથ્યારો, ઘરદર, સેપાહ.
ખોયું સર્વ એ કીને અફરાસેયાબ,
થયું મોંતબી તેપર એટલું શીતાબ.
ફર્માવ્યું, તો કસ્તુરી ચોખ્ખી કપૂર,
ગુલાબ સંગ અંમ્બરને ભેળી ઝરૂર. ૨૩૭૪
ધોયું જેથી તેના બદનને તમામ,
ભરી કસ્તુરી, ને કપુરબી, મુદામ.
રૂમી રેશમી વસ્ત્રથી તનને પાક,
કે ઢાંકયું, થયો પાહાડ તે તેની ખાક.
કહયું દખ્મું ખુસરૂએ કરવા અગર,
હતું જેનું ફરતાં ફલક સુધી સર.
ધર્યા સરદારોનાબી [1]તખ્તાઓ તે,
હતા મર્તબાઓને લાયકના જે.
અને મુકયો [2]પહેલવાનને તખ્ત ગાહ,
કમરબંદ કમર, મુકી માંથે કોલાહ.
ફરેઓ ભર્યા છે એવાં [3]જેના કામ.
જે લાવે છે ચઢતી, ને પડતી તમામ.
તેના કામે દીલ બુઝરગોના મુદામ,
ફરી જાય છે બાઝે વખ્તે તમામ.
પછી કીધી ગોરૂઇઝેરેહ પર નઝર,
તો લાંનત કીધી લાંનતીની ઉપર.
નિગાહ કીધી ખુસરૂએ બદ શકલ પર,
લટકતા દેવો જેવા બાલોબી સર.

૧–યાને લાશોના તખ્તા. ૨–પીરાનને. ૩–ગેતીના.

તે બોલ્યો કે અય કીરદેગારે જહાન,
સમજનારાં ઝાહીર ને બાતીન નિહાન. ૨૩૭૫

અગર હોશે કાઉસે કીધી બદી,
થયો હોશે આઝોરદે યઝદાં કદી.

જેથી [1]દેવ મોકળ્યો સ્યાવક્ષની મેર,
ન જાણું તે નિર્દોષથી સાનુ વેર.

કસમ, આં દીધાં ઝોર દાદારના,
તે જગ રાહાબર નેકી દેનારના.

કે સ્યાવક્ષનો કીનો અફ્રાસીયાબ–
થી, લેવશ એ કીનામાં થઇને શીતાબ.

પછી સાધાં ગોરવીઝેરેહના મુદામ,
હુકમ દીધો કે પાડે છુટા તમામ.

થયા જુદા સાંધાથી સાંધા ઝબર,
તો કાપ્યુ તેનું ગોયા ગોસ્ફંદ સર.

હુકમ દીધો એવો, એને નાંખે આબ,
કહયું જોઇયે મઓત એજ અફ્રાસેયાબ.

ફલક પીઠ વાંકીનું છે એવું કામ,
કે પાળી, પળેલાને મારેચ તમામ.
થોભ્યો વખ્ત કંઈ શાહા જંગને મુકામ,
કે ગોઠવી શકે જેથી લશકરનું કામ.
દીએ શાહી, શાહીને લાયક જે હોય,
યા હોય તાજ સરપાવ લાયક જે કોય. ૨૩૭૬

દીધું એસ્ફહાં ગોદરઝને તે વખ્ત,
ને તાજે બુઝરગી, સરદારોનું તખ્ત.

બુઝરગો, કે જેઓ હતા સાથે જંગ,
કીનો, નામ, કીર્તિની, કોશીશો સંગ.

 ૧–અફ્રાસિયાબ.

કે તેઓના કામોના અંદાઝા સર,
પોશાકો તે લાયકના દીધા અગર.

## તુરાનીઓનું કયખુસરૂ પાસે જીવતદાન માંગવું.

બચેલા હતા જેઓ જીવતા નિદાન,
કે સરદારી ભોગવતો જેપર પીરાન.

આવ્યો એક કાસીદ નઝદીકે શાહ,
અકલમંદ પહલવાંન તુરકી સેપાહ.

અમો [1]શાહના બંદાઓ છૈયે નફર,
હુકમ વિન ન પગ ધરશું ધર્તિ ઉપર.

નથી કોઈ છુટતો સિવા રબ હુકમ,
અગર આવી પડયો જો અઝદાહને દમ.

તું સરદાર જાણેચ છીયે કોણ અમે?
કમર તંગ કરી કાં અમે આ સમે?

સિયાવક્ષને કામે છીયે બેગુનાહ,
કીધું શયતાંને શાહનું દીલ ગુમ રાહ.

દેમાગ હલ્કુ, ખ્યાલો નથી જેના પાક,
ન દાંનાની શર્મો, ન યઝદાંનો ધાક. ૨૩૭૭

છીયે ઝખમી તે દહાડાથી આજ વખ્ત,
દુઃખી દીલે મોંહ ધોઇયે આંસુથી સખ્ત.

તુરાંમા બધા ખેશીઓ ગમ કરેચ,
શું ઝન બાળકો નાના માતમ કરેચ.

[1]–ખુસરૂના.

ન મરજીથી આવ્યા બની કીનેખાહ,
ન લેવા ઝમીં, મુલ્ક, કે તખ્તગાહ.

આ કામે હમોને પુગો છે ઝરર,
પિસર વીન પીદર, છે પીદર વીન પિસર.

અગર દે અમોને જીવતદાન ખાસ,
કંમર બાંધીએ ગોયા બંદા તું પાસ.

મગરના છીયે ડાચાંમા અમ તમામ,
સેપાહ તારીની સંગ લડતાં મુદામ.

સેપાહમાં અમારી છે સરદાર બઉ,
જેઓ શાહના બાંદાઓ લાયક છે સઉ.

હમારો તું શાહ, હમ ગુનાહોથી તર,
ખરૂ, જે ગુજરશે તુંથી હમ ઉપર.

લાવ્યે સર્વે સરદારોને તારી પાસ,
ન લડવા, કે ના બેહેસ કરવાને ખાસ.

કીનો હોય જો આં દીલ અમારે અગર,
તો કાપવું છે લાયેક શત્રુનું સર. ૨૩૭૮

ભલું, જો કરે બક્ષેશો હમ ઊપર,
પછીતો ગમે તે કરે તાજવર.

દુઃખી વાત સમજી તેઓની જો ખાસ,
દીધી માંફી શાહે, અમીરી ખવાસ.

કીધો હુકમ કે આવ્યા સઉ તેની પાસ,
કે ઇચ્છાઓનો ચારો કરવાને ખાસ.

ઝુંકાવ્યાં ઝમીને દરેકોએ સર,
કીને પુર આંખો, ખુને પુર જીગર.

કીધું આસ્માંની તરફ શાહે સર,
કે અય દાદગર, દાવરો ચારાગર!

કીનાં ભર્યાં સરની સેગાહ આ યકીન,
જે ચાહતીતી પામાલે ઇરાં ઝમીન.

કે ઝેહેરે હલાહલ બીછાવે મુદામ,
અમીરોના સર તેમાં નાંખે તમામ.

જેને એવા કીધા તેં યા દાદગર!
ન ડાહપણ, ન દાંનઈ, ન પગબી, ન સર.
એ હાથે મદદ તારી માગું છું બસ,
ન ગેતીમાં ચાહતો કોઈ ફરીયાદરસ.

કહીચ એક દાંનાએ વાતો મગર,
ધર્યો પગ જવા જંગમા ઝીન પર. ૨૩૯૯

આં ઘોડોજ મારૂ ઝળકતું છે તખ્ત,
ને કરશે મારૂ કામ બીદાર બખ્ત.
અગર તખ્ત તાજોને જંગમા ધરૂ,
ન તો કરકટી લાકડાંની કરૂ.

છું હુમણાંતો ચિત્તાને પંજે ઝબર,
છે ખોરાક ગીધોનોબી મગ્ઝે સર.

ઊલટયાં છે પાપી કરમ તમ ઉપર,
સમજશે, જેમાં હોશે ડાહપણ અગર.
ન લોહીએ તમારાં, ધોવા ચાહતો હાથ,
ન તંગ કરવા ચાહાતો એવાં દુખો સાથ.

પનાહમાં છો તમ હાલતો મુજ તમામ,
હતા ચાહે દુશમન તખતના મુદામ.
ભલે કોઈ હયાં ચાહે રેહેવાને યાર,
ન ઝોરો, કે જબરી, એ કામે લગાર.
જેબી કોઈ ચાહે જો નઝદીકે શાહ-
જવા, તેની ચાહતો નથી બંધ રાહ.

રૂમી, જાસ્તી, રંજ, લોભે, મગર,
ખુદાની મદદથી છું હાજત વગર.

સુની તુરકીઓએ જો ગુફતારે શાહ,
તો સઉ કોઇએ માંથેથી કાઢી કોલાહ. ૨૩૮૦

પુકારવા ફતેહ શાહની મંડી ગયા,
લડાયેક ચિત્તા, હરણ તે થયા.

ફર્માવ્યું કે હથ્યારો સર્વેએ પાસ–
થી, દેવાં મુકી તેગ ભાલાઓ ખાસ.

શું કોલાહો રૂમી, ને પાખરો ખાસ,
થયા ઢગળી ચંદરના વાદળની પાસ.

બલુ, લાલ, પીલા, જેની આસપાસ,
ધર્યા ઝુંડા તુર્કી દીલેરોએ ખાસ.

સખત ખાધા સોગંદબી એ મુદામ,
છાઇ જીવતા હયાંથી કે ત્યાં વેર તમામ.

થશું શાહના બંદાઓ સરવે નફર,
ભરીશું તેની મોહબતે દીલ ઝબર.

કીધું આ તેઓએ, તો ચાલાક શાહ,
કીધા માફ સરવે સેપાહના ગુનાહ.

પછી તેઓને પાડયા છુટા મુદામ,
જુદે જુદે શેહેરે વસાવ્યા તમામ.

## બીઝનનું ગોસ્તહમ સાથ લહાક અને ફરશીદવર્દની લાશ લઈ ઇરાની લશકરમાં પાછું આવવું.

પોકારો થયા બાદ તે દીદગાહ,
કે ઉઠે છે ધુળ બહુ સવારોની, રાહ.
ને ત્રણ ઘોડે ત્રણ લાશો બાંધેલી ખ્વાર,
હું જોઊ છું દૂરથી તે સંગ એક સવાર. ૨૩૮૧
તો સર્વે દીલેરોએ ઇરાં સેપાહ,
કીધી થઈ અજાયબ તે રાહે નેગાહ.
ઝમીને ઇરાં મર્દ કોંણ આં ઠરેચ!
જવા જંગે મયદાંથી હીંમ્મત કરેચ?
એવાંમા બીઝન આવ્યો દોડી અપાર,
કે લટકાવી બાઝુ કમાં ચિલ્લેદાર.
કે લહહાક, ફરશીદ, ઘોડા ઊપર,
ઊંધા નાખેલા ગર્દ, ને ખુને, તર.
હુનો ઘોડે બીજે ભર્યો દર્દ ગમ,
બગલમા તુરક એકની ગોસ્તેહમ.
આવ્યો પાસે ખુસરૂની બેઝન અગર,
બુલંદ તખ્ત દીઠું, અને તાજે સર.
ચુંમી ખાક, સર ને ધરી તે ઉપર,
થયો શાદ ખુસરૂ તેને જોઈ ઝબર.
પુછી વાત તેને કે અય શેરે નર!
ગયો કયાં હતો જંગમયદાંથી ગર?

કીધું બેઝને ગોસ્તેહમનું બયાન,
લહાક અને ફરશીદવર્દનું નિદાન.

તથા ઝખ્મીનું, ઝારીનુ, ગોસ્તેહમ–
નુ, જંગે સવારોનું, ઝયાદા ને કમ. ૨૩૮૨

છે ઇચ્છા હવે ગોસ્તેહમનીબી એક,
નથી જે બીકટ કામ તું શાહથી છેક.

તે માંગે છે દીદાર શાહના થવા,
પછી પ્રાણ છોડે તો છે તે રવા.

દયાળુ તે શાહે કહયું બાદ ખાસ,
કે લઈ આવે તે ગોસ્તેહમનેબી પાસ.

હતો થયલો ઝખ્મી એવો ગોસ્તેહમ,
ગોયા ના હતો ચાલતો જેનો દમ.

સુગંધ આવી શાહની, તે જંગીને ગર,
તા દઈ કોર, નાંખી તેના પર નઝર.
પાડયાં આંખે આંસુ માયાના અગર,
કીધું શાહે મોંહ લોહીના આબે તર.

રડયા ત્યાં હતા સર્વ જે અકલવર,
બળ્યા જાણે અંગાર તેઓ ઊપર.
થયો ગમ શહાને તેના મઓત પર,
કીનાની એરંણુ જોઈ, કોલાહનું સર.

હુશંગ ને, તેહમુરસ્પ, જંમશીદનો,
હતો મોહોરો, ઝખ્મીની ઉમીદનો.

જે હીસ્સામાં આવ્યો હતો પાસ શાહ,
જે બાઝુ ઉપર રેહેતો હર સાલ માહ. ૨૩૮૩

જો દીલથી છુટી ગોસ્તેહમ પર મહર,
બોલ્યો જમણે હાથેથી [1]કીમતી ઝબર.

[1]—યાને તે કીંમતી મોહોરો.

બાંધ્યો બાજુએ ગોસ્તેહમની ઊપર,
ને હાથબી ફેરવ્યો ઝખમની ઊપર.

તબીઓબી હીન્દી, ને રૂમી, ને ચીન,
શું શેહેરે તુરાંથી, શું ઇરાં ઝમીન.

શોધી જેને કુલ ગેતીની આસપાસ-
થી, રાખ્યાતા એ દહાડાને માટે ખાસ.

રોકયા ગોસ્તેહમના તેને ચારા કાજ,
જેઓએ કીધા હર તરેહના ઈલાજ.

આવ્યો તે જગાએથી બંદગી ને ધામ,
એબાદત કીધી રબની ભેદી તમામ.

ગયા હફતા એ ઝખમી તે મર્દ પર,
ઊઠયો, રંજ અને દર્દ વેઠી ઝબર.

લાયા ઘોડા પર તેને નઝદીક શાહ,
કીધી ગેતીના શાહે તેપર નિગાહ.

ઇરાંનીઓને કહે કે યઝદાંથી ખાસ,
પુગે છે ભલો દીન, ખુશી, સઉની પાસ.

ફતેહ આપણીમાં ગમે ગોસ્તેહમ,
દીધો ના જેને આં ખુશી દીલને ગમ. ૨૩૮૪

ખુદાથીજ છે બસ એ સરવે મહર,
ન કોઈ નરની દાંનઈ, દયાથી, મગર.

તુરત ગેવના તેર્યો બીઝન ને પાસ,
દીધો હાથ તેને તે જંગીનો ખાસ.
છે રબથીજ આં નેંકબખ્તી તું માન,
કદી એનું લેતો ના પોતે અહસાન.
સદા દાદ લેનાર છે તે મગર,
દુઃખે હાથ ધરતું ન કોઈ તે વગર.

સજીવન બને તન મુવાંનુ અરે!
તો જીવતો કીધો ગોસ્તેહમ દાવરે!

કહયું ગોસ્તેહમને દયાળુ ઝબર,
ઝમાનામા જોયો ન બેઝન વગર.

પોતાથી વધુ આં ન ગણતે જો રંજ,
તો કયાં જોતે આં વાખવાખીનો ગંજ?

રહયો હફતો એક શાહા રયબદ તેવાર,
હરેક ચીઝો બખ્શી દીરમ ને દીનાર.

મોકલ્યા હરેક તર્ફ કાસીદો ખાસ,
બુઝરગો તથા કુલ અમીરોની પાસ.

આવે આવે દરગાહે લઈ સાજે જંગ,
કે કરવીચ લડાઇ શાહે ગંગ સંગ. ૨૩૮૫

## સુલતાન મહમુદની તારીફ અને દુ:ખી ઝીંદગીની ફર્યાદ.

શહા પર ખુદાની રહો આફ્રીન,
મોટઇ જેથી લે તાજો, તખ્તો, [1]નગીન.

ઘણી તાજનો, ને ઘણી ગંજનો,
ઘણી શમશીરો, બખ્તરો, રંજનો.

સખાવતની ફર્યાદબી ગંજ કરેચ,
મોટઈબી તેના નામે કુલી ફરેચ.

 ૧—શાહી મોહોર.

સેપાહ એક દર્યાથી બીજે નિદાન,
છે કીર્તિ ભર્યાં તાજ નિચે જહાન.

નથી જગની ખાણે એવું સોનું યાર,
કે આવ્યું ન હોય જેના ફરમાંને બાહાર.

છે દુશમનથી લઈ દોસ્તને બક્ષનાર,
ફતેહમંદ યઝદાંન છે જેનો યાર.

ખઝાનો દીયેચ મહફીલે તે મગર,
સિંહો, હાથી, મારેચ લડાઈ ઊપર.

મુલક જાયે જીતવા ધરી તેગ તેઝ,
કરે છે ગોયા ગેતીમા રસ્તખેઝ.

સખી હાથ, અને તેઝ શમશીરે આય,
ન ચાહતો તે ગેતીમાં કીર્તિ સિવાય.

કે મહેફીલમા [1]દર્યો કહેચ આસમાન,
ને ખુરશીદ ચેહેરાનો સિંહ જંગ મ્યાન. ૨૩૮૬

ઝમીં, આબ, દે છે ગવાહ જહાંનમા,
ગોયા [2]ચશ્મે ખુરશીદ અસમાંનમા.

ન તે જેવો શાહ જંગ હંગામમાં,
ન કીર્તિ, સખાવત, કુશીશ, નામમાં.

કીના સંગ દયાને ન ભેળતે મુદામ,
તેના ગુસ્સે ખરતે સિતારા તમામ.

કુવતમંદ તને છે, ને બોહળી સેપાહ,
હવાનેબી વચ્ચેથી મળતી ન રાહ.

પૂઠે ફઓજની સાતસો મસ્ત [3]ફીલ,
જેનો યાર ગેતીનો રબ, [4]જીબ્રાઇલ.

લીયે છે ખંડણીબી સરદારો પાસ,
હરેક મુલ્ક, હર નામદારોથી, ખાસ.

૧—યાને સખાવતનો દર્યો. ૨—આફતાબનો દર્યો. ૩—હાથી ૪—શરસ

નહીં આપે ખંડણી, પડે દેવું રાજ,
ખઝાનોબી સર્વે, તખત, સાથ તાજ.
તેના કઓલથી આડો ચાલી મગર,
અને હુકમથી ફેરવે કોણ સર?
લીયે બઝમમાં રોશની જેથી જહાન,
ગોયા પાહાડ બખ્તરનો જંગ દરમેયાન.
એ ફિર્દોસી! તે પાદશાહ છે દીલેર,
જે ગુર્ખર છોડાવે છે ચુંગાલે શેર. ૨૩૮૭

લડાઇમાં માહમુદ શાહ બેગુમાન,
દીલેરોના સર નાંખે છે ધુળ મેયાન.
કરે, ગેતી છે ત્યાં સુધી શાહા રાજ,
બુલંદ બખ્ત, માહતાબનું થાય તાજ.
નુરાંની ફલકની છે શોભા તમામ,
છે મહફીલમાં બક્ષીશનું વાદળ મુદામ.
ધરેચ નેકનામી, અકલ, દાદગર,
ન જગ હો તેના તાજ ને સર વગર.
ધરાવેચ સેપાહ, દીલ, ખઝાનો, વઝીર,
ભરેચ બઝમ, ને જંગ કરે છે દેલીર.
બીછાવ્યો છે એવો ગલીચો જહાન,
થશે ગુમ ન હરગેઝ જેની નિશાન.
તે ગાલીચે બેઠક, ને આરામગાહ,
છે બસ ત્યાંજ [1]ફઝલે અહમદની જગાહ.
હશે શાહોનો એવો ના કોઈ દીગર,
કે ધર્મી, ને પાકી, દાના, દાદગર.
છે આં રાજયની શાંન્તિનો તેજ યાર,
જે છે [2]નામીઓમાં વડો નામદાર.

૧--શાહના વઝીરની. ૨--નામદાર વઝીરોમાં.

ઝબાં ખુલ્લીનો, પાક દીલ, પાક દસ્ત,
છે શાહોનો બંદો, ને યઝદાંપરસ્ત. ૨૩૮૮

અકલમંદી ભર્યા વઝીર દાદગર-
થી, આવ્યો મારાં દુઃખનોદુઃઅંત ગર.

ગોઠવ્યું છે મેં નામું આં બાસ્તાન,
પ્રમાણિકોના ચુંટી દફ્તર મેયાન.

કે ફળ જેના ઝઇફીમાં પામું અપાર,
ને પામું હું મોટાઈ, [1]તાજો, દીનાર.

હું શોધ્યોતો જેથી, કોઈ આવે નઝર,
સખાવત પડે બંધ નાં જેની ગર.

નથી એવો જોયો સખી શહરયાર,
તખત કયાંનીએબી પ્રકાશિત અપાર.

બચાવનારો દીન, તાજનો નિગેહદાર,
છે દેશ શોભા [2]ગંજદંતના તખ્તે યાર.

દીલેરોની જંગમા ઝબરદસ્ત છે,
ને તકરારે બાહોશબી મસ્ત છે.

અકલ, ધર્મના, ઝાડે ફળનો દેનાર,
દાનાઇથી ડાહપણના લાવેચ વિચાર.
અનુભવ થકી છે તે બાહોશ પૂર,
સદા માંગે છે રબ પનાહબી ઝરૂર.

[3]ગુઝાર્યાં છે પાંસઠ એવી રીતે સાલ,
ભીખારી દુઃખી ઝીન્દેગાંનીમા હાલ. ૨૩૮૯

ગયાં સાઠ ઉપર પાંચબી સાલ આય,
વસંત લેહેકી મયદાંથી ઓ નિકળી જાય.
થયો સુસ્ત છાસઠ ગુઝરવાથી મસ્ત,
લગામ ધરવા બદલે ધરી કાઠી દસ્ત.

૧-કીર્તિનું તાજ. ૨-હાથી દાંતના. ૩-ફીરદોસી પોતા માટે કહે છે.

થયો લાલા ચેહેરો ગોયા ઝર્દ માહ,
કપુર જેવી થઈ આય દાઢી સિયાહ.

સીધું કદ બુઢાપે ગયું વંકુ થઇ,
હરણ જેવી આંખોથી રોશની ગઇ.

અઠ્ઠાવનની ઊંમર હતી જ્યારે થઇ,
હતો જવાંન ત્યારે, મગર જવાંની ગઇ.

સમજ્યો મેં આવાઝ જગનો બુલંદ,
ફીકર [1]ઝઇફ થઇ મુજ, ન પુગો ગઝંદ.

કે અય નાંમદારો, દીલેરો, નિદાન!
મુંબારક ફરીદુનની શોધોચ નિશાન!

છે પણ જીવતો બાહોશ ફરીદું મુદામ,
ઝમીં, ને ઝમાનો, છે તેના ગુલામ.

જીતી દાદ બક્ષેશે જેણે જહાન,
શહનશાહોથી દરજેબી આલીશાન.

તવારીખી ઝળકે છે તેની નિશાન,
રહો તેની [2]બુનએખબી જાવીદાન. ૨૩૯૦

સમજ્યા પછી સાદ એવો, નિદાન,
નથી ચાહતો હું બીજો આવાઝ કાન.

કીધું નામું અર્પણ [3]તેના નામ પર,
જેનું આવે શેવટ ભલું સર બ સર.
બુઢાપામાં મારા, મદદગાર થાય,
તખત, તાજ, શમ્શીરનો, વાલી આય.
એ માંગુંચ તુંથી કીરદેગારે બુલંદ,
પુગે તનને થોડો વખત નાં ગઝંદ.
કે ગેતીના શાહ નામ પર નામું આય,
કરૂ પુરૂ, કોઇ વાતબી રહી ન જાય.

૧–યાને ફીકર ટળી ગઇ. ૨–વંશ–વેળો. ૩–માહમુદના.

પછી આં તન અદનાને સોંપીશ ખાક,
કરશ [1]ખાંણુમાં જીવ રવાંના તે પાક.
સખી પાદશાહે જહાં દાદગર,
કીધો જેણે ગેતીમા પયદા હુંનર.
છે માલેક હીંન્દનો, ને ચીનનો ધણી,
ઈરાં ને તુરાં,ની ઝમીનનો ધણી.
છે ઊંચ મનને શોભાનો સાહેબ ઝરૂર,
છે ઠપકાઓ ને અયેબથીબી જે દૂર.
ચરંમ ફાટે છે જેના શોરે ઝબર,
ઝમીને આં ચિત્તાનું, દર્યે મગર. ૨૩૯૧
છે મજલીસમાં દીનારો તે સામે ખાક,
સખાવતમાં કરતો ન આંચકી ઝરાક.
છે પાદશાહ મહામુદ ખુરશીદ ચેહેર,
લડાઈમા શમશીર સાથેનો શેર.
તે કરશે મને ગેતીમાં બેનેયાઝ,
ને કરશે બહાદુરોમાં સરફરાઝ.
રહો જાવીદાં તેનુ સર તખ્તબી,
ફરો દીલની ખાહેશ મુજબ બખ્તબી.
બહાદુર તે કે સીફત તેની ગાય,
સીફતથીબી જો ના સીફત જેની થાય.
કલપનાથી ચઢતો છે શાહે જહાન,
ગોયા તાજ બ્રુહસ્પતિનું બેગુમાન.
સેવા મેં કીધીચ એવી અયે શહરયાર!
થશે મુજ પછી ગેતીમાં યાદગાર!
ઇમારતો આબાદ, બનશે ખરાબ,
કે વરસાદે, ને ગામીએ, આફતાબ.

૧—મિનોઇમાં.

નાંખ્યો મેહેલનો પાયો કાવ્યે બુલંદ,
ન પુગશે જેને મેહ, હવાથી, ગઝંદ.

ઝમાના ગુઝરશે આં નામાં ઉપર,
તોબી વાંચશે જે હશે અકલવર. ૨૩૯૨

ને કરશે દોઆ ગેતીના શાહ ઉપર,
કે દરબાર હોતી ના તારા વગર.

સીફત તેની ગાશે, ભલાં તેના કામ,
તેનીજ કીર્તિ ગાયે છે ગેતી તમામ.

કરૂ સીફત તેની, નથી તાબ અગર,
વખાંણુ ગાઊ ચર્ણોની રજની મગર.

તેનાથીજ જીવજો ઝમાનો તમામ!
કરો બખ્ત બિદાર ડાહપણ મુદામ!

રહો શાદ દીલ, ગોયા ખુરરમ બહાર!
રહો દૂર ઝમાનાની રંજે અપાર!
રહો શાદ તેથી દીલે અંજુમન!
હરેક કામે ફતેહ, ઝોરેમંદ તન!

ફલક જ્યાં સુધી ચક્ર કરતો રહે,
તેમાં બૃહસ્પતિ જ્યાં સુધી ફરતો રહે.
રહો ત્યાં સુધી ઇઝઝતે સરફરાઝ!
રહો બદ નઝર દૂર, ને બેનેયાઝ!

હવે એ પછી નામું બાસતાનનું,
ગોઠવ્યું છે રાસ્તીઓના બ્યાનનું.

ફરી આવશે ગરદીશે ગેતી અગર,
ન શિખ જોઇશે મુજને ગુરૂની મગર. ૨૩૯૩

હવે જંગે કયખુસરૂ આવી નિદાન,
અજબ મુજથી સાંભળવું પડશે બયાન.

આં દાસ્તાંનમા મોતી વર્સાવીશ હું,
ને પત્થરમા ગુલ્લાલા વાવીશ હું.
હવે એવો મળ્યોચ દીબાચો અગર,
લખાશે એ વાતોનો મુદ્દો ઝબર.
ઘડો ચાહે જગનો જોવા એ નઝર,
કબી છે ખુશી, કબી ગુસ્સો ઝબર.
ફલક તેઝ ફરતાંમા છે અચરતી,
નવી રંજે રેહેશે ભર્યું દીલ અતી.
ઝમાનાની ચાલ એવી છે, ને હતી,
નવેસરથી બનવું અજબ ના રતી.
ઊમર ભર દુઃખો રંજ વેઠે છે એક,
ખમે છે પશેમાની, સંકટ, છેક.
તો એક ભાગે આવે છે મધ, સાથે કંદ,
તને સુખ, લાડ, અને તખ્તે બુલંદ.
વળી એક ફસે છે ફરેબે સખત,
કબી ચઢતીએ, પડતીએ કોઈ વખત.
ઝમાનો એવીજ રીતે પાળે છે બસ,
દીપેચ કાંટાનું દુઃખ, ગુલથી સરસ. ૨૩૯૪
વરષ સાઠ જે કોઈનીબી થઈ ઊમર,
તેને ખેંચવો હાથ લોભે ઝબર.
ગુઝારે છે સિત્તેર જવલેજ કોઈ,
અનુભવ લીધો ફર્તાં આંસ્માંનો જોઈ.
તેબી છે બલા, કોઈ ઉપર એની જાય,
રેહેવાય ના એ ઝીંદગીએ રડયા સિવાય.
જો હોય જાળ મચ્છીની સાઠેક ઉમર,
કરેચ યુક્તિ છુટવાની દાંના મગર.

મળી ના શકે ફરતાં આંસ્માની રાહ,
જવઈ ના શકાય પાસ ખુરશીદ માહ.

કુશીશ શાહ કરે ચાહે વેઠીને રંજ,
ન ચાહે લડાઈ, કે ચાહે ન ગંજ.

તોબી તેને પડશે જવું બીજી જહાન,
જશે હયાંજ રહી તેની કુશીશ નિદાન.

ધડો લેવો કયખુસરો શાહથી તમામ,
જોવાં તાઝાં દુન્યાના પુરાંણા કામ.

કીનો બાપનો લીધો ન્યાંગાનથી,
કુનેહ, તેગથી, ચારાથી, ધ્યાનથી.

મમાવાને માર્યો, રહયો ના નિદાન,
ન ગેતીએ વાંચ્યાંતા પુરાં ફરમાન. ૨૩૯૫

છે ત્રણ પાંચની ગેતીનો એ રીવાજ,
રેહેવા દુર કોશીશો કર રંજ કાજ.

---

## કયખુસરૂનું અફ્રાસિયાબની લડાઇ માટે લશ્કર તઇયાર કરવું.



પીરાં ગોદરઝનું થયું પુરૂ કામ,
તે શાહ તે ફતેહમંદે જંગની તમામ.

તઇયારી કરી, હર તરફ અફસરો,
આવ્યા ભારે લઈ પોતાના લશકરો.

કર્નાયોના આવાઝો ઉઠ્યા મુદામ,
ને મયદાંને છાવણીબી નાંખી તમામ.
ફીરોઝાનું એક તખ્ત હાથી ઊપર,
ધર્યું, ગેતી થઈ નીલ દર્યો ઝબર.
બેઠો તખ્ત પર તાજ સાથે તે શાહ,
ઊઠ્યા શોર મયેદાં અને [1]બારગાહ.
નહીં ચાલવા રાહા મયેદાંને રહી,
જગા રહી શહરમા સુવાની નહી.
બેહેરી થઈ નગારાં, ને કરનાયે જહાન,
પોલાદી ઝમીં થઈ, બલુ આસમાન.
અગર હાથીના તખ્તે શાહ નામવર,
વગાડીને ઘંટ, બાંધતો જો કમર.
રવા ના હતું પાદશાહોને હર,
કે બેસે, પણ આવે દરે શાહા પર. ૨૩૯૬
તે શાહોના શાહ નામવરનો મુદામ,
હતો એ હુકમ સલતનતમાં તમામ.
હતી જે મુલક મોકળેલી સેપાહ,
ઘણીએક આપી શિખામણની રાહ.
શું લોહરાસ્પ, કે રૂસ્તમે તેઝ દસ્ત,
જે દર્યાથી ખેંચતો મગરનેબી મસ્ત.
બીજો નામવર અશકશે પહલવાંન,
ચુંટેલો, સખીબી, ને રોશન રવાંન.
દીધું દરગાહે પાછા ફરવા ફર્માન,
લડાયક હતા જે કોઈ પહલવાન.
ખઝાનાનો દર ખોલી દીધો પગાર,
કીધી આપના રૂહ તણી યાદ અપાર.

[1] —દરબાર.

સેપાહુથી તે કાસીદો ચુંટયા મગર,
સુખનવર, અકલમંદ, દીલના ચતર.

સ્વતંત્ર હતા જે દરેક નામવર,
લખ્યાં પહલવી નાંમાઓ તે ઉપર.

ફતેહમંદ ખુસરૂએ પીઠેથી [1]ફીલ,
વગાડયો છે ઘંટ, ગેતી થઇ ગોયા [2]નીલ.

ન આરામ કરવો, કે જોઇયે ન ખાબ,
મગર લેવો છે કીને અફ્રાસેયાબ. ૨૩૯૭

કે વાંચ્યું જો સરદારોએ નામું તે,
જેની શાહીમાં કરતા સરદારી જે.

તો જગના દીલેરોમા ઉઠયો પુકાર,
ઝમીન જોશમાં આવી દર્યો અપાર.

દરેક મુલ્કના બુઝરગો, સંગ સેપાહ,
કીધાં સૌએ મોંહુ તર્ફ દરગાહે શાહ.

થઇ જંગ માટે સેપાહ ભેગી જ્યાર,
જે લાવેલા હર મુલ્કના નામદાર.

પછી આસપાસે [3]તે ફર્યો સેપાહ,
અને સર્વે ગોઠવી તરફ જંગગાહ.

ચુંટી કાઢયા તે ફઓજથી નામદાર,
સવારોબી શમ્શીરકશ ત્રીસ હઝાર.
રહે કલબગાહે પોતા સંગ તમામ,
ખુને હાથ ધોયાતા લડવા મુદામ.
સેપાહમાંથી ચુંટયા પછી ત્રણ શખસ,
અકલમંદ, રૂઇનતન, ને સરદારો બસ.
જેવો કે પહલવાંન રૂસતમ ઝઇફ,
ને ગોદર્ઝ પકકો વરૂ સમ ઝઇફ.

૧–હાથી. ૨–નાઇલ નદી. ૩–શાહ પોતે.

ને સોંનેરી જોડાનો પહલવાન તુસ,
ધરાવતો જે કાવ્યાંની જુંડો ખસુસ. ૨૩૯૮

જગા હાથ એક તુસ પહલવાંનની,
અકલમંદ [1]મનુશાંન ખુઝાંનની.

હતા મુલ્કે પારસના શાહો નિદાન,
ઝરી કોલાહના જે મનુશાં, ખુઝાન.

[2]આરશ તેથીબી દૂરનો કીનેખાહ,
સેપાહની શોભા જંગી ગુરાંનશાહ.

હતો પાદશાહે ખુઝીયાન એક,
જેનું બખત જંગમા હતું સાથ છેક.

લડાઇમા કેરમાનનો શાહ લગાર–
ન, દીલમા કદી કરતો ઢીલનો વિચાર.

અકલમંદ સબ્બાહા શાહે યમન,
દીગર શેરે દીલ એરચે ફીલતન.

હતો શેહેરે કાબુલનો શાહરયાર,
પહરેઝગાર, દાંનાવ, અને જેહાનદાર.
ને શમ્માખ સુરી, સુરીઓનો શાહ,
કમર તગ જેની હતી જંગગાહ.

વધુ તેથી કારન લડાયક તદન,
ફતેહમંદ હર કામે લશકર શીકન.

શહા શેહેરે ખાવર તણો જે થતો,
દાંના હુકમ કરનારો શાહ જે હતો. ૨૩૯૯

હતા જે કોઈ તુખ્મે કોબાદના,
બુઝર્ગો, દાના, નેક બુન્યાદના.
મુકામ હાથ ડાબે તેઓને દીધો,
દીલઅરૂઝને ફઓજ સાજી કીધો.

૧–એ નામના પાદશાહો હતા. ૨–એ નામના હાકેમો.

ગુદર્ઝી તુખમ દાના [૧]શમ્શીર કશ,
સિયાહ રાતે વાદળ સિયાહે સરશ.
બીઝન ગીવનો, ને દીલેરે રોહામ,
ગણ્યા શાહે જેમણે અમીરો તમામ.
શું ગુરગીંને મીલાદ, રયેના દીલેર,
ગયા સર્વે શાહના હુકમથી તે મેર.
બીજો આં હતો જે કે તુખ્મે ઝરસ્પ,
ખુરેહમંદ કરનારો આઝરગોશસ્પ.
પુઠે જેની રાખ્યા નિગેહદાર [૨]ચંદ,
ઊંચા નેઝા વાદળથી ધરતા બુલંદ.
સોંપી તુર્ત રૂસ્તમનેબી જમણી ગમ,
જે એકલોજ હતો એક લશકરની સમ.
જે કોઈ કે હતા ઝાબુલેસ્તાંનના,
બીજા સરદારો બેશી દસ્તાંનના.
દીધી જમણી બાજુ તેઓને તમામ,
જે ચાહતા લડાઇની શોભા ને નામ. ૨૪૦૦
સેપાહુબી ચુંટી કાઢી એક ડાબી ગમ,
નુરી મેષ રાશિના ખુરશીદ સમ.
જે સરદાર ગુદર્ઝ કશવાદ હતો,
હજીર, ને સરઅફરાઝ ફરહાદ હતો.
[૩]બહ્દુઅ, અર્દબીલ, મુલ્કના અફસરો,
હતા શાહ પાસે જે નામેવરો.
જેણે માંગ્યો ગુદર્ઝ સરદાર ખાસ,
ઊભા સફ સમારી સેપાહ ડાબી, પાસ.
ફર્માવ્યું, જેથી ફઓજની કલબગાહ,
લડાયેક હાથીઓથી બાંધી રાહ.

૧-શમ્શીરના મારનાર. ૨-કેટલાક. ૩-મુલ્કોના નામ.

અમારી મુકી હાથીની પીઠ પર,
ઝમીં ગોયા થઈ નીલ દર્યો ઝબર.
ને જંગને વખતના હઝારો દેલીર,
બેસાડયા અમારીએ મારનાર તીર,
દર હાથીએ રખવાળ ત્રણસો સવાર,
લડાયક દરેકો, દરેક નામદાર.
ને બગદાદી જંગી દીલેરો તમામ,
હતા ઝંગેશાવરાન સાથે મુદામ.
ચુંટી ફઓજથી કર્ખના પહુલવાન–
ફર્માવ્યું, જેથી લઇને ચર્ખી કમાન. ૨૪૦૧
ઉભા હાથીઓ પાસે પ્યાદા મગર,
બે માઇલ હતે પાહાડ સાંમો અગર.
તો પત્થરના વિંધતે તીરોથી જીગર,
ન ઝખ્મોની તાકત હતી કોઇને ગર.
ઉભા કીધા હાથી પુઠે, દઈ ઝબર–
કે નવ વેંત ભાલાઓ ભોકવાના સર.
[1]ગીલાંની ધરી ઢાલ આગળ મગર,
ઊકળતું હતું ખુંન તેમણાં જીગર.
સફો ખેંચી પ્યાદા, પુઠે નેંઝેદાર,
કે ઢાલદારો લઈ તીરો બખ્તર ગુઝાર.
ઉભા જેની પીઠે લડાયક સવાર,
ખદંગી તીરોના ઠેલા સંગ અપાર.
ચુંટયા શાહે ખાવર સેપાહથી તેવાર,
કોલાહ રૂમીના, બખ્તરી, ઢાલદાર.
દીલેરો, ને ગરદનકશો ત્રીસ હઝાર,
ફરીઓઝંને દીધા જંગી સવાર.

1–ગીલાનના શેહેરની.

ને શેહેરે દહેસ્તાંનો તોખાર શાહ,
હતા દુશમનો તુચ્છ જેની નિગાહ.
હતો તુખ્મથી દશ્મહના નામવર,
હતી બુઝરગી ખાન્દાંને ઝબર. ૨૪૦૨
હતો નસ્તુહ, દસ્તે ફરીબોર્ઝ પર,
જેની પાસે ટુકડી સેપાહની ઝબર.
લડાઇના જાણીતા જંગી સાલાર,
સવારોના મયદાંનથી ભાલેદાર.
સેપાહની હરોલનો વડો બી ઝેહીર,
છીનવતો જે હરણીને [૧]ચુંગાલે શીર.
ફર્માવ્યું, તો ચાલ્યો તે નસ્તુહની પાસ,
બની ફઓજે શાહ ડાભી ગમ કોહો ખાસ.
હતી ફઓજ રૂમ બરબરેસ્તાંની છેક,
વડો નામે પીશરવ [૨]મુલકગીર એક.
સવારો, ને પ્યાદા, હતા ત્રીસ હઝાર,
ગયા શાહની ડાભી તરફ તેજવાર.
સેપાહબી હતી ખોરાસાંની દીગર,
પિછાણનારી ઇન્સાં, ને કાબેલ ઝબર.
[૩]મિનોચેહેરે આરશ જે સરદાર હતો,
મેળવવાને કીર્તિ, નિગેહદાર હતો
કરૂખાંની અવલાદે નામી દીગર,
જે ખાંન્દાંને કોબાદ હતો નામવર.
હતું નામબી જેનું ફીરૂઝ શાહ,
પુર હીંમતનો સરદાર, ઝેબે સેપાહ. ૨૪૦૩
હતો ગરેચગાંનો શહા ગોયા શેર,
જે લાવતો હતો હાથીની પીઠ ઝેર.

૧—સિંહના પંજાબથી ૨—દેશોનો જીતનાર. ૩—આરશનો બેટો મિનુચેહેર.

કીધી જગ્યા તેમણી મિનોચેહેર પાસ,
કુટુંબી વડાને વડો કીધો ખાસ.

કોહે કાફથી જે અમીર આવેયા,
વડાઈથી નેઝા ગુરઝ લાવેયા.

સેપાહ તુખ્મથી જંમ ફરીદુન હતી,
જે ઝાદશમના વંશથી કીને પુર થતી.

ચુંટયા ત્રીસ હઝાર શમશીરો મારનાર,
અનુભવ તણાં તુખ્મએ શાહરયાર.

સેપાહ ગેવને દીધી સોંપી અગર,
હતો મુલ્ક જેનાથી ખુશ દીલ ઝબર.

પુઠે ગેવ, [૧]સમકનાની આવે હતો,
એકક બબ્બેની હારે ચાલ્યો જતો.

મદદમા પુઠે ગેવની નેકનામ,
ગયા જંગી, બાહદુરો, દાંના તમામ.

મોકલ્યા તરફ જમણીબી દસ હઝાર,
ધરાવનારા શમ્શીર દેલાવર સવાર.

દીલેર પહલવાંનો બીજા દસ હઝાર,
વધુ ગેવ પાછળ મોકલ્યા તેવાર. ૨૪૦૪

ચાલ્યો ભીડથી બરતેબી તેગઝન,
કે સંગ પાહાડના જેવું તે અંજુમન.
મદદગાર ગેવનો થવા જંગ વખ્ત,
દીલેરો, સરઅફ્રાઝો, સંગ ફઓજ સખ્ત.

રવાંના કીધા ડાબી ગમ ત્રીસ હઝાર,
લડાઈને લાયક ચુંટેલા સવાર.
શું બગદાદી બાહદુરો, મર્દોબી કર્ખ,
સેપાહ આગળ રાખ્યા કમાં સાથે ચર્ખ.

૧-સમકનાનના મુલકનો આવે પેહેલવાંન.

કે વરસાદ તીરોનો એકદમ કરે,
હવા બાહારના વાદળાં સમ કરે.

ઝવારેહ હતો જંગમા પેશગાહ,
લડાયક નવાની હતી કુલ સેપાહ.

લડાયક દીલેરોમાંથી દસ હઝાર,
ચુટી શાહે કાઢયા તે જંગમા અપાર.

રહયો કારન, આગળ લડાયેક થઈ,
સેપાહના નાંમીઓની સરદારી લઈ.

કે જેથી તે દરમ્યાંનમા બે સેપાહ,
લડાયક પહલવાં રહે કીનેખાહ.

પછી એંમ કહયું ગોસ્તેહમનેબી આ,
કે જઈ જંગી કારનથી જોડાઇ જા. ૨૪૦૫

પછી એંમ કહ્યું વચ્ચોવચ [1]પીસરે તુસ,
ફરે હર જગેહ લઇને કર્નાયો કુસ.

કે અટકાવે જેથી તેના ઝુલ્મી દસ્ત,
જે કોઈ કે ના હોયે યઝદાં પરસ્ત.

ન રહે કોઇ ખોરાક ખાધા વગર,
ન પડતો સીતમ હોય કોઇની ઉપર.

જે જોઇયે તે માંગીલે શાહથી મગર,
દુભાષિયો બને ફઓજનો, કામે હર.

ગાડાં પાડાઓથી ભરઈ ગેતી પાક,
ચલાવ્યો પછી શાહે આગળ ખોરાક.

તલાયાઓ મુકયા તપાસે તેવાર,
ઉંઘેલાંના સર કરતા ખાબે બેદાર.

કહયું એમ પછી રૂસતમે કીનેખાહ,
કે રાખે જે હર એક જગાએ નેગાહ.


૧-તુસનો બેટો.

હતા પાહાડ જયાં, ત્યાં દીધા ચોકીબાન,
સેપાહને ન વિખ્રાવા દે બેગુમાન.

મોકલ્યા લડાયેગા ચોગમ તમામ,
કે બાહોશીથી જુએ ગેતીનું કામ.

ખીણો, પાહાડો, જંગલ, ને મયદાં, તમામ,
ફરે ફઓજની ચારે બાજુ મુદામ. ૨૪૦૬

હતી એક બીજામાં મળેલી લગામ,
ઉડાવીતી ગરદનો જંગમા તમામ.

તેઓમા ન કોઇને હતો ડર કે રંજ,
ચાલુ કીધો શાહે પોતા સાથે ગંજ.

તઇયાર ફઓજનું કીધું એ રીતે કામ,
ફલક તક કોલાહ કયાંની ઉચકી તમામ.

શું બદ ખો,યા નેક ખો,દીલે કોઇ નર,
ધરાવતો ન ઇચ્છા લડાઈ વગર.

## અફ્રાસિયાબનું પીરાનના માર્યા જવાથી વાકેફ થવું અને કયખુસરૂની લેડાઇ માટે લશ્કર ખેંચવું.

શેહેરે ચાંચની પેલી ગમ તુર્ક શાહ,
હતો બેઠો આરામથી તખ્તગાહ.

હતું લાખ વીસનું તે લશકર મુદામ,
સેપાહ જંગી હથ્યારો સાથે તમામ.

હતું જેબી કંઇ મુલક પહાડી ઊપર,
શું વાવેલી ખેતી, શું પાનો, શજર.
ગયા ખાઈ તેઓ દરેક ફળ ને પાન,
હતી ગોયા ખાહેશ મરવા જહાન.
હતો શેહેરે બયકંદ સરહદે તુર,
હતા ખેશીઓ જેની પાસે ઝરૂર.
દ્દીલેરોબા ચીની, ને માચીની, ખાસ,
ઝમીંને તુરાંના હતા શાહા પાસ. ૨૪૦૭
ભરઇ ગેતી તંબુ, ને છાવણીએ, ગર,
જગા રહી ન તંબુથી ધર્તિ ઉપર.
અકલમંદ જહાંજોય અફ્રાસેયાબ,
બેસી કરતો [1]કુનદેઝમા ખાવું ખાબ.
તે શેહેરે કીધો એટલા માટે મુકામ,
જે કુનદેઝ ફરીદુને બાંધ્યું તમામ.
હતું બાંધ્યું કુનદેઝે આતશબેહરામ,
લખી ઝંદ અવસ્તા સુનેરી કલામ.
હતું નામ કુનદેઝ પહલ્વી બેયાન,
અગર પહલવી જાણે જો તું ઝબાન.
છે બયકંદ. કુનદેઝનું હાલ નામ,
બનીચ ગેતી ફંદી, ફીતુરી, તમામ.
નબીરો, ફરીદુનનો અફ્રાસેયાબ,
જવા ચાહતો કુનદેઝથી ના શીતાબ.
તે જંગલે બેઠો મદદગારો પાસ,
જેની ફઓજથી ડરતું આસમાન ખાસ.
હતો ચીની રેશમનો તંબુ મુદામ,
હતા તંબુ મોટામા નાના તમામ.

[1]-શહેરનું નામ.

હતા તંબુમા તંબુ ચિત્તા ચરમ,
હતી જેમ તુરક શાહ પશંગની રસમ. ૨૪૦૮

બીછાવ્યું હતું તંબુમા તખ્તે ઝર,
જે તખ્તે હતો સાજ ઝર ને ગોહર.

હતો જે ઊપર શાહે તુરાં સેપાહ,
ગોરઝ હાથમાં, સર ઊપરબી કોલાહ.

વળી તંબુના તે દર્વાઝાની બાહાર,
ઊભા ઝુંડા સરદારોનાબી અપાર.

માર્યા સઊએ તંબુઓ દરવાઝે ખાસ,
હતી જેમણે ઇઝઝત ઘણી તેની પાસ.

હતા કંઇક ભાઈ, હતા કંઈ પીસર,
બેગાંનાઓબી સઊ હતા પુર હુંનર.

તે ધારતો હતો કે પુઠે લઈ સેપાહ,
ને જાએ પીરાંની મદદ જંગગાહ.

આવ્યો બાંમદાદે ઝડપથી સવાર,
કીધી વાતો પીરાંનની બેશુમાર.
તથા ઝખ્મીઓબી પુઠે એક દીગર,
આવ્યા રડતા, ને ખાકથી ભર્યાં સર.
કહ્યું સર્વે જે કોઇયે ખમ્યું ઝબર,
ઈરાંથી બદી જે પડી તુર્ક પર.

શું લહહાક, ફરશીદ, અને શું પીરાન,
બીજા નામેવર જંગ દીવસના નીદાન. ૨૪૦૯

હરોલની સેપાહ, શું પુઠેની સેપાહ,
હતી શું શું આફત ખમી જંગગાહ.

વળી આવ્યો તે દીને કયખુસરૂ શાહ,—
જંગે, કોહથી કોહ સુધી ખેંચી સેપાહ.

તો ગઈ આપણી ફૌજ શરણે મગર,
ગોયા ટોળું ભરવાડ વિન ખાઈ ડર.
સુની વાત શાહ બાવરો થઈ ગયો,
સિયાહ દીલ થયું, ઝર્દ ચેહેરો થયો.
નિચે આવ્યો તખ્તેથી રડતો તે ખાસ,
ફેંકી તાજ દીધું અમીરોની પાસ.
ઉઠ્યા ફૌજથી શોરબી જેને દર્દ,
થયા દર્દે ચેહરા દીલેરોના ઝર્દ.
કીધા દુર તેણે પરાયા તદન,
કીધું ભેગું એક ખેસીનું અંજુમન.
કે રડયો તે દુઃખ માટે અફરાસેયાબ,
તેણે બાલ પીખ્યા, અને રેડયું આબ.
બોલ્યો રડતો કે મારી આંખો સમાન!
સવારે સરઅફરાઝ રૂઈન જવાન!
રે! લોહાક, ફરશીદ, હુમાન, યાર!
લડાઇને દહાડેના સિંહો સવાર! ૨૪૧૦
રહયા નહીં આ જંગે બીરાદર, પીસર,
સેપાહો, કે અફસર, કે સરદારો, ગર.
તે રડયો, ને ફેરવાયા તેના ખેયાલ,
થયાં તાઝાં પીરાંના દર્દો, મલાલ.
પછી ખાધા સઉગંદબી એક સખ્ત,
ગમો, દર્દ ને, રંજે, બોલ્યો તે વખ્ત.
કસમ રબના, કંટાળ્યો છું તખ્તથી,
ને સર, તાજે કંટાળ્યું આં વખ્તથી.
થશે જભ્ભો બખતર, ઘોડો મારૂ તખ્ત,
કોલાહ તાજ મારૂ, ને નેઝો દરખ્ત.

કરશ અયેશ આરામ હવેથી નહી,
કરશ પર્વરીશ તાજનીતો સહી.
મગર કીનો હું આં નામેવરના મુજ;
જહાંજોય, મારનારા ખંજરના મુજ.
કે લેવશ હું બદઝાદ કયખુસરૂ પાસ,
ન રહો જગમાં અવલાદે સ્યાવક્ષ ખાસ.
તે બોલતો, ને એ રીતે કરતો પુકાર,
ખબરબી મળી ખુસરૂની તેજવાર.
કે આવ્યું છે લશકરબી જયહુનની પાસ,
સેપાહ મુલ્કમાં ગઈ છે પંથરાઇ ખાસ. ૨૪૧૧
બોલાવી સેપાહ દર્દ, ઝારીથી, ખાસ,
કીધી વાતો પીરાંની ખુબ તેઓ પાસ.
તેના ભાઇ ફરશીદના ખુન તણી,
રૂઇન, જંગના જંગીઓની ઘણી.
બોલ્યો એમ તેઓ પાસે અફરાસેયાબ,
હવે ના તમે જોતા આરામ ખાબ.
કરી ફઓજ દુશમન થયો તેઝ દસ્ત,
ન ઢીલની જગો, કે વિચાર્વાનો વખ્ત.
હવે ખુન રેડવા કીનાનો છે વખ્ત,
શીરીં જાન માટે છે લડવાનું સખ્ત.
છે [1]માયાનું દુઃખ, દુખ લડવાને કાજ—
પીરાં માટે, શાહે ઇરાં સંગ આજ.
બુઝરગોએ તુરાંના અફરાસેયાબ—
ને, આંખોમાં આંસુએ દીધો જવાબ.
અમો શાહના બંદાઓ છૈયે તમામ,
ન જીવતાં સુધી ફરસુ કીને મુદામ.

૧—યાને પીરાનની મોહબતનું.

જણ્યા માએના જેવા રૂઇન' પીરાન,
ને ફરશીદ, તુખ્મે ફરીદુંન સમાન.

ઉભા શાહ કણે હમ છીએ સર બ સર,
અગર સરફરાઝો કે નાના અગર. ૨૪૧૨

જો બે તર્ફ કોહ લોહીએ દર્યો થશે,
ને મોટી આં સંખ્યા નાની થઇ જશે.

ન એક જણુંથી હટશું કદી જંગગાહ,
થશે જો મદદ તે ખુદાવંદે માહ.

થયું તુરકીના શાહનું તાઝું જીગર,
ફરી ખ્યાલો બદલાયા, કુલ્યો ઝબર.

પગારો દીધા ખોલી ગંજોના દર,
હતું સર પવન ભર્યું, દીલ કીને તર.

હતાં ટોળાં ઘોડાના કોહ બેયાબાન,
સેપાહને દીધાં બક્ષી તે બેશુમાન.

કે તુરકીઓ શમ્શીરોના ત્રીસ હઝાર,
પસંદ શાહે કીધા લડઇમા તેવાર.
કહયું કે ઓળંગે તે જયહુન શીતાબ,
ને કીશતીથી કાપે નદીના તે આબ.

સિયાહ રાતે, એમ કે તઇયારી વગર.
ન કોઇ લાવે હુમ્લોબી કીશતીઓ પર.
સેપાહ ચોતરફ મોકલાવી ઝબર,
હરેક રીતે રાખ્યા ઊપાયો મગર.

મગર એ હતો હુકમે યઝદાંને પાક,
કે થાયે તે ઝુલ્મી શહનશાહ હલાક ૨૪૧૩

સિયાહ રાતે બેઠા તે સંગ અકલવર,
મુબેદો, સલાહકારો, દાંનીશવર.

કીધી મસ્લતો હર તરેહ બેગુમાન,
ઉલટ ને પુલટ ગોયા કીધી જહાન.
થયા સર્વ એક, એજ વાતે કે શાહ,
ઉતારે પેલે પાર જયહુન સેપાહ.
બદીઓથી શત્રુની, શોધ્યા ઉપાય,
સેપાહના કીધા તુર્ત બે ભાગ આય.
કરાખાન તેનો વડો જે પીસર,
ફરમાવ્યું, કે આયો તે પાસે પીદર.
હતો બાપ સમ મર્દી દરમ્યાનમાં,
દેખાવ, દબદબા, અકલમા, ધ્યાનમાં.
સેપાહ ભારીથી સોંપી અરધી તેવાર,
હતા બાહદુરો, બુઝરગો, નામદાર.
બુખારા જવા તેને કીધો હુકમ,
પીદર પુઠે રહે જે સખત પાહાડ સમ.
કે મોકળાવે હથ્યારો, હર પળ સેપાહ,
નહીં અટકે આવતી ખોરાકીબી રાહ.
પડયો બાહાર બયગંદથી શાહ તાજવર,
તુરત આવ્યો જયહુન કીનાર ઉપર. ૨૪૧૪
હતી ફઓજ નદદીની હયાંથી કે ત્યાં,
હઝારથી વધુ લાવ્યા કીશતીઓ જ્યાં.
ચાલી આબ પર કીશતીઓ હફતો એક,
હતી ફઓજ પાહાડો, ને મયદાં દરેક.
હાથીઓની ભીડ, સિંહોની ઠઠ નિદાન-
થી, જયહુનની રાહ, થયું વાનું તુફાન.
કે ઢંકાયું કીશતઓથી ગોયા આબ,
સેપાહ ચાલી આમુઇના જંગલ શીતાબ.

સેપાહની પુઠે આવ્યો અફ્રાસેયાબ,
વટાવ્યું લડાઇના વિચારેજ આબ.
દોડાવ્યા ચારે તર્ફ સાંઢણી સવાર,
એકક મર્દ રૂઓશન રવાં હોશીયાર.
કહયું જોવા ડાબી ને જમણી જગાહ,
છે કયાં પોહળી, લાંબી, ઉતરવા સેપાહ.
આવ્યા પાછા ચોતર્ફથી [1]કારસાઝ,
કહયું એમ શાહને તે ગરદનફરાઝ.
સેપાહ ભારી માટે આં જંગને મુકામ,
ખોરાક, ઘાસ, જોઇશે ઊતારાનું ધામ.
ગીલાંનના છે દર્યાની એક તર્ફ રાહ,
છે છાવણી, ને ઘોડાને ચરવા જગાહ. ૨૪૧૫
જયાં વેહેતાં તે પાણીની જયહુન પાસ,
પુગાડશે ખોરાક મર્દો ચાલાક ખાસ.
છે રેતીથી ભર્યું તે બોહળું મુકામ,
છે મેહેલ લાયક તંબુ, ને છાવણીનું, ધામ.
થયું તાઝું દીલ આં ખબરથી ઝબર,
તરો થઇને બેઠો શાહી તખત પર.
લડઈ શાહે જોયલી ઘણીએક ઝબર,
ન ચાલતો સલાહકારોની વાત પર.
જગા ફઓજની કીધી, ને કલબગાહ,
મુકયા ચોકી, દુશ્મનથી કરવા નિગાહ.
તથા પીઠ, અને સામનોની જગાહ,
સજી ડાબી, ને જમણી, બાઝુની રાહ.
કીધી છાવણી પાદશાહી તઇયાર,
રાખ્યા વચ્ચે લાખ શમ્શીરો મારનાર.

 ૧–કામદાર તલાયા લોકો.

જગા પોતે જોઈ લીધી કલ્બગાહ,
તે અફસર હતો, ગોઠવનારો સેપાહ.
પસંદ તેણે કીધો પશંગ ડાભી ગમ,
ધરાવતો જે બળ ચિત્તા ચુંગાલ સમ.
સેપાહમાં હતો ના એવો નામદાર,
હતો ના કેઠેબી એવો કોઈ સવાર. ૨૪૧૬
શીદહ બાપ કેહેતો, પશંગ જેનું નામ,
હતો શીદહ નુરમંદ ખુરશીદ તમામ.
દોડાવતો તે ઘોડો, તો ચિત્તાની દુમ,
ઉખેડી બળે હાથના કરતો ગુમ.
તે હાથીની સુંઢે વળગતો હતો,
તેના શોરથી સિંહબી નાસી જતો.
ધરાવતો તે પોલાદી નેઝો તમામ,
લડાઈમાં વિંધતો જે કોહને મુદામ.
દીલેરો, ને બાહદુરોથી, [1]સોહઝાર,
દીધા તેને જંગ માટે શાહે સવાર.
શીદહથી એક ઊંમરમાં નાનો હતો,
મુબારક જેનો ભાઈ, સાથી થનો.
જેહન નામ જેનું, બહાદુર ખાસ,
ફેલઈ જેની કીર્તિ હતી ગેતી પાસ.
સલાહકાર હતો બાપ પાસે, મગર,
હતો અંજુમનમાં અતી દાંના સર.
[2]ચેગેલના દીધા તુરકીઓ સોહઝાર,
લડાઈને લાયક હતા જે સવાર.
નિગેહબાંની રાખે જે પીઠે પશંગ,
ન સર ફેરવે વાદળથી વરસે જો સંગ. ૨૪૧૭

૧–એક લાખ. ૨–એ નામના શેહેરના.

નબીરો હતો શાહે અફ્રાસેયાબ,
જે સિંહોની પીઠ કાપી કરતો કબાબ.

સેપાહુબી સજાવી જેણે જમણી પાસ,
છુપાયો સુરજ ફરતો ગેતીથી ખાસ.

[1]તતારી,ને ખલ્લોખી, બલ્ખી, સવાર,
જે ખંજરો મારનારા જંગી અપાર.

હતો જેનો સરદાર પાંચમો પીસર,
લડાયક, પહલવાંન, એક નામવર.

હતા જેને કેહેતા, [2]ગવે ગોર્દગીર,
ઘુસાડતો જે પાહાડોમાં તલ્વારો તીર.

લડાયક પહલવાંનોથી ત્રીસ હઝાર,
ગયા જંગના ખંજરો સંગ અપાર.

દમુર ને જરનજાસ ગયા સાથ ખાસ,
મદદ માટે જેહન સરઅફ્રાઝ પાસ.

લડાયેક નસ્તુહુબી સાલાર હતો,
પશંગ જંગી જેપર નિગેહદાર હતો.

તે સઉ ત્રીસ હઝાર પહલવાં તુર્કોનાન,
ગયા સાથ લઈ ગુર્ઝ, તીરો, કમાન.
લડાયેક સરદાર હતો એગ્રીરસ,
જે ગણુતો નદી પાણીની, લોહીને બસ. ૨૪૧૮

દીલેર તેગ મારનારા ચાળીશ હઝાર,
ચુંટી કાઢ્યા શાહે લડઈમાં તેવાર.
કે અફસર જેનો ગર્સીવઝ પીલતન,
જે સરદાર જહાંનોય હતો, અંજુમન.
તેને દીધા હાથી શાહે, તાજવર,
સેપાહની પનાહ જે સરે નામવર.

૧–શેહેરોના નામ. ૨–પહલવાનોનો શિકાર કરનાર પહલવાન.

પછી ચુંટયા પહલવાંનોબી દસ હઝાર,
ન જાણતા જે હઠવાનું જંગમા લગાર.
કહયું તેઓને ' દરમેયાં બેઊ સફ,
કે મપદાંને જંગ લાવી હોટોએ કફ.
વિખેરાઈ મારે ઘોડા ફઓજ પર,
તોડે ઇરાંનીઓની પીઠ ને [1]જીગર.
ઊભી બાખતર તર્ફે પીઠે સેપાહ,
પડી રાત, હાથીઓથી બાંધી રાહ.
દેખાડયું એવું, [2]શાહે ગેતી ફીરોઝ,
કે રાખે છે લશકર નિગાહ નીમરોઝ.
થયો જયારે વાકેફ [3]શાહે જહાંન,
કે દાંના જાસુસોની વાતે નિદાન.
તુરકીઓથી, ને કામે અફ્રાસેયાબ,
કે લાવ્યો છે લશકર, ઓળંગીને આબ. ૨૪૧૯
સેપાહ ખેંચી જયહુને આસાનથી,
થયા પત્થરો, રેતી, ગુમ જહાનથી.
સુની ખુસરૂએ તેર્યા પહલવાનો પાસ,
કહયું પાસ તેઓની સમજેલું ખાસ.
ચુંટી ફઓજબી પહલવાનો મેયાન,
હતા જેજે લાયક બુઝર્ગે ઇરાન.
હતુ જગનું ચાખેલું ખારૂ ને [4]તલ્ખ,
મદદ ગોસ્તહમની ગયા તેઓ બલ્ખ.
ને અશકશને ફર્માવ્યું કે જાયે ઝમ,
કે લઇ ફઓજ, હાથી, ખઝાનો, દીરમ.
કે આવે ન જેથી પીઠેથી સેપાહ,
એ ખ્યાલે, કે થાય ઇરાં સિંહો તબાહ.

૧-હીંમત. ૨-અફ્રાસયાબે. ૩-કયખુસરૂ. ૪-કડવું.

પછી તે થયા સઉ દીલેરો સવાર,
સેપાહ ચાલી, કર્નાયો વાગી જેવાર.
ચાલ્યો અકલ, હોશે, ધીરજથી, નિશાન,
તેઝી લાવે પસ્તાવો જંગ દરમેયાન.
આવ્યો પાદશાહ જો બેથાબાંન પાસ,
સેપાહ કયાં ચલાવવી, કીધી તે તપાસ.
જનારી હતી ફ્રૌજ ખારઝમ મેયાન,
હતાં જંગ લાયક તે રેતી, મેદાન. ૨૪૨૦
ડાબી ગમ દહેશતાં, ને જમણીએ [1]આબ,
વચ્ચે રેતી, ને સાંમે અફ્રાસેયાબ.
પોતે, ગેવ, ગોદર્ઝ, રૂસતમ, ને તુસ,
સેપાહ ભારે નામી, દીલેરો, ખસુસ.
ફર્યો આસેપાસે ઘણો જંગગાહ,
જોયા રસ્તા, જંગલ, ને ઉગટની રાહ.
મમાવાના લશ્કરનું જાંણી ગયો,
તો યુકિત ભર્યો શાહા દીલથી થયો.
હતી ફ્રૌજ ગંત્રીથી ઝયાદા ઝબર,
હતા મસ્ત હાથી, નરો નામવર.
તો ખાઈ ખોદાવી સેપાહ આસપાસ,
હરેક ગમ વિખેર્યા તલાયાઓ ખાસ.
રેડયું રાત પડતાં તે ખાઈમાં આબ,
હતો જે તરફ કે તે અફ્રાસેયાબ.
વેર્યા કાંટાઓ મયદાંની આસપાસ,
કે દુશ્મનો જઈ ના શકે ત્યાંથી ખાસ.
જો મેષ રાશિથી આફતાબે ઝળક,
ઝળકતી કીધી કુલ ઝમીંને ખલક.

[1] નદી.

સેપાહની કીધી તુર્કી શાહે તપાસ,
ને સફ ખેંચી કરનાયો વગડાવી ખાસ. ૨૪૨૧

ભરઈ ગેતી શોરે કર્નાયો સેપાહ,
દીલેરોએ મુકી પોલાદી કોલાહ.

ઝમીનની સપાટી ગોયા થઈ પોલાદ,
બખતર પેહર્યું નેઝાનું [1]વાએ આબાદ.

સેપાહ રહી દીવસ ત્રણ, અને રાત ત્રણ,
હીલવ્યા નહીં હોઠ એકેબી પણ.

શું આ તર્ફ, તે તર્ફ સઉ ઝીન ઉપર,
રહયા પ્યાદાઓબી એમજ સર બ સર.

ઝમીં થઈ ગોયા પાહાડ લોખંડ તણો,
થયો સાજ બખ્તર ફલકનો ઘણો.

નજુમી હતા પાસે બેહુ પાદશાહ,
ને જંગ કયારે કરવી? તે જોતાતા રાહ.

તેઓ ચાહતા આસ્માનનું ભેદી બ્યાન,
નજુમથી, કે કોણ પર થશે મેહેરબાંન.

ફલકબી નઝર કરતું જંગમા તે વખ્ત,
હતા ગુંચવણોમા નજુમીઓ સખ્ત.

---

૧—પાને હવાએ.

## પશાંગનું અફ્રાસિયાબ સાથ વાત કરવું.

થયું કામ ચોથે દીવસ જ્યારે તંગ,
ગયો બાપ પાસે દેલાવર પશંગ.
અને બોલ્યો અયે નામદારે જહાન,
સરઅફરાઝ સઉ પાદશાહો મેયાન! ૨૪૨૨
ફલક નિંચે તારા જેવો શાહ નથી,
તારા દુશમનો મેહેર ને માહ નથી.
બને પાહાડ પોલાદી, દર્યાનું આબ,
જો સમજે અગર નામે અફરાસેયાબ.
નથી તુજ સેપાહની, ઝમીનનેબી તાબ,
કોલાહ સમ નથી તુજ, નુરી આફતાબ.
ન કોઈ આવ્યો શાહોથી તું પાસે ગર,
સિવા ખેશી તુજ બેપિદર બદ ગોહર.
સિયાવક્ષને રાખતો પીસરની મીસાલ,
તેપર મેહેર કરતો પીદરની મીસાલ.
પવન ગમગીં એક કુંકયો તેની ઉપર,
કુંકાવો તે જોઇતો હતો ના મગર.
જેથી સર ફેરવ્યું, જો ધાર્યું દુરસ્ત,
કે શોધેચ તે તારાં કોલાહ, તાજ, તખ્ત.
ન મારતે તેને તું જો ગેતીનો શાહ,
[1]તો મળતે ફરી તેને મોહોરો કોલાહ.
હવે આવ્યો છે લડવા જે તારી પાસ,
વધુ વાર રેહેશે ન જગમાં તે ખાસ.

૧—યાને પાદશાહ કાઉસનું તખ્તોતાજ સ્યાવક્ષને ફરી મળતે.

તુંએજ પાળ્યો આં શુમ નાપાકંને,
ન સોંપ્યો તેને બાપ સમ ખાકને. ૨૪૨૩

જીવાડયો, તેને આવ્યાં જ્યાં સુધી પર,
લાયક, શાહની મેહેરે થયો તાજે ઝર.

ઉડયો મુર્ગ સમ તુરાંથી તે ઇરાન,
દીઠોજ ના મમાવાને ગોયા નિદાન.
કીધું શું શું પીરાંએ કર ખુબ નઝર?
ના લાયક, મરદ બેવફા, સંગ અગર.

ભુલ્યો માયા પીરાંનની તે ઝબર.
કીધું દીલ કીને તર, ને જોશ ભર્યું સર.

હતી ઇચ્છા તેંમ હાથ આવ્યો જેવાર,
માર્યો મેહેરબાં એવો પહલ્વાં તેવાર.

હવે ફઓજ લઈ લડવા ઇરાંથી ખાસ,
આવ્યો તેઝ હાથે મમાવાની પાસ.

નથી ચાહતો દીનારો, યાકે કોલાહ.
ન ઘોડા, ન શમશીરો, ગંજો, સેપાહ.

નથી ચાહતો કંઈ એશીનાં જીવ વગર,
નથી એ સિવા વાત કરતો દીગર.

તું શાહ, અકલમંદ પાદશાહ છે પીદર,
થશે એક, મુજ રાસ્ત કેહવા ઉપર.
સેપાહને નજુમીનું શું કામ અગર?
બહાદૂરો શમશીરે પાંમેચ હુનર ૨૪૨૪

સવારો, કે જે જંમણી ગમ છે મુદામ,
છે એકમત, ને એક દીલ, જંગે તમામ.

હુકમ દે મને તું અગર પાદશાહ,
ન રાખું સવાર કોઈબી આં જગાહ.

સીવું તીરે તેઓનાં કોલાહો સર,
ન રાખું હું ખાઇ, કે પાણીનો ડર.

સુની વાત અફ્રાસેયાબે અગર,
કહયું કે ઉતાવળ ને તુન્દી ન કર.

સુખન છે ખરા સઉ કહયા તેં જે આય,
સમજવું ન જોઇયે છે રાસ્તી સિવાય.

તો પણ જાંણે છે તું કે જંગી પીરાન,
ધરી રાહે નેંકી તમામ આં જહાન.

ન જુઠઈ ફરેબ જેના દીલમાં, મગર,
ન જોયું કશું નેંકી, રાસ્તી, વગર.

હતો જંગ દીવસ હાથી બળનો ઝબર,
દીલે દર્યા, નુરમંદ ખુરશીદ ચહર.
લડાઇનો ચિ-તો જેનો ભઈ હુમાન,
ને લોહાક, ફરશીદવર્દ પહલવાન.
કીના ભર્યા તુરકીઓ લાખ એક સવાર,
જે નામોના શોધનારા જંગમા અપાર. ૨૪૨૫

ગયા જોશથી હયાંથી જંગમા ઝબર,
કરૂચ ગમ, ને ઝારી, જે માટે જીગર.

મુઆ એ રીતે તે કીનાને મેદાન,
ઝમીન થઇ તેઓ નિચે કાદવ સમાન.

તુટાં સઉના દીલ મુલ્કે તુરાં તમામ,
કપાયાં છે ગમથી જીગરબી મુદામ.

પીરાંની કઝા વિન ન કંઈ જોતા ખાબ,
નથી લેતા કોઇ નામે અફ્રાસેયાબ.

જઇયે થોભી, કે આપણાં નામદાર,
સેપાહના બુઝરગો, ને આપણાં સવાર.

ઇરાંનીઓને જુએ પોતે ચશમ,
ને થાય દીલથી ગુમ દર્દ, ગુસ્સો, ને ગમ.
ઇરાંનીભી આપણુની ભારે સેપાહ–
જુએ, કુલ ખઝાનો, ને તખ્તો, કોલાહ.
પછી બાહાર કાઢીશ લડાયક ઝબર,
કરશ તેઓના ખુને મયદાન તર.
તો દીધો જવાબ એ કે અય તાજવર!
કે એવી તરેહ તું લડાઇ ન કર!
નથી નેંક જંગ ટોળાંબંધ કરવી યાર,
હવા હાથ રેહેશે, અને મળશે હાર. ૨૪૨૬
સેપાહમાં હું શુરવીર લડનાર છું,
રૂઇનતન, દીલેર, સ્વારો મારનાર છું.
નથી જંગ દીવસ જોયો કોઇને ખાસ,
હવામા જે ધુળ ફેંકે મુજ ઘોડા પાસ.
છે ઇચ્છા મને જંગે ખુસરૂની યાર,
જે છે ગેતીનો આં નવો શહરયાર.
અગર લડશે મુંજથી જો તે, બેગુમાન,
ન પાંમશે રેહાઈ મુજ હાથે નિદાન.
દીગર આવશે કોઇ લડવા અગર,
નાંખશ તેનું સર ખાકમાં ઢીલ વગર.
દીલો, પીઠ, ઇરાંનીના ટુટી જશે,
ને ઘભરાટ બહુ તે સેપાહમાં થશે.
કહયું [1]તેણે કે મર્દ અયે બેહુંનર!
તુંથી કેમ લડશે કયાંની તાજવર?
હરીફ માંગશે, તો છું લાયક તદન,
પગો નિંચે કચડશ તેનું નામ, તન.

૧—અફ્રાસેયાબે.

જો તે આવશે મારી સંગ જંગગાહ,
તો પાંમશે રાહત જંગથી બેહુ સેપાહ.

શીદેહ બોલ્યો કે અયે અકલમંદ મર્દ,
ઘણી જુએલા ગેતીની ગર્મી સર્દ. ૨૪૨૭

અગર પાંચો બેટા ઉભા તારી પાસ,
ન માનીશું, કરશે જો લડવાનો કયાસ.

ન યઝદાં પરસ્ત, ના સેપાહને પસંદ,
કે પેહેલ તું કરે તેની જંગે બુલંદ.

## શીદેહનું અફ્રાસિયાબના પયગામનું કયખુસરની નઝદીક લઇ જવું.

શીદેહને કહયું શાહી લાયક પીસર!
બદી દૂર રહો તુંથી જગની ઝબર!

જો ચાહે છે ખુસરૂથી કરવાને જંગ,
ન કર તારાં દીલને તું તે કામે તંગ.

ને જા, રેહેજો તારી મદદ દાદગર!
તથા પડજો દુશમન તણું ઊંધુ સર.

પુગાડજે તું ખુસરૂને મારો પયામ,
ને કેહેજે જુદીજ થઇ છે ગેતી તમામ.

કરે જંગ નબીરો મમાવાથી ગર,
તેનું હોય ફરેબ, ને બદી, ભર્યું સર.

હતો એજ ગેતીના રબનો વિચાર,
કીના, જંગથી, જગ ભરાયે અપાર.

નથી બેગુન્હા મુવો સ્યાવક્ષ મગર,
શિખવનારાઓથી ખોયું તેણે સર.

જો મુજ વાંક હતો, કીધું પીરાંને શું ?
લહાક, રૂઈ, ફરશીદ, પહલવાંને શું ? ૨૪૨૮

કે બાંધવા પડયા ઘોડાની પીઠ પર,
ભર્યા લોહીથી ગોયા હાથી ઝબર.
જો તું કેહેતો હોય કે, છું હુંજ બુરૂ તન,
બુરા ખ્યાલનો, તુખ્મથી અહરીમન.
જો કે બુન્યાદે મુજ તુખમથી તું છે,
વગોવે છે ખાનદાંની નેંકી ને જે.

રેહેવા દે કીનો કાઉસ ગોદર્ઝ પર,
જે લાવે સેપાહ મારી સાંમે અગર.

તું તો બેશી છે, દુશમનો તે ખરે,
માટે થોભ તું, કે તેઓ જંગ કરે.

ન જાણુતો ડરીને કહયું છે આં બ્યાન ?
યા બુઢો થયોચ જેથી બીહને નિદાન ?

સેપાહ દર્યાની રેત જેટલી છે ખાસ,
નરે સિંહો, પહલવાંનો, છે મારી પાસ.

અગર દઊ હુકમ તો કોહે ગંગ સખ્ત,
કરે દર્યા સમ, અય પીસર જંગ વખ્ત.

ડરૂ છું હું તે દાદગરથી મગર,
ખુનો રેડવા જગ બુરઇથી ઝબર.

કે એટલાં સરો નાંમવર બેગુનાહ,
થશે તન થકી જુદાં આં જંગગાહ. ૨૪૨૯

ન ફરશે મારી સામે જંગથી અગર,
તો પડશે તું નામોશીમા સર બ સર.
કરે મુજથી, સોગંદ લઈ તું કરાર,
ન કોશીશ કરે કઓલ તોડવા લગાર.
દેખાડું એવું કામ, થઇ રહ્નુંમાય!
સેપાહ ગંજ કાયમ રહે તારાં આય!
ભુલે કામ સ્યાવક્ષનું બેગુમાન,
મમાવાને સ્યાવક્ષ જાણે તુરાન.
તો ભાઇ બને, જંગી જેહન, પશંગ,
કરેગ દર્યો, જંગમા ગોયા પાહાડ ગંગ.
ઝમીં મુલ્ક ઇરાંને લગતા મુદામ,
તુરાંનીથી ખાલી કરાવશ તમામ.
ખઝાનો વડીલોનો છે જે આં વખ્ત,
શું દીનારો, તાજો, ને બેસ્વાના તખ્ત.
હથ્યારો, ને ઘોડા, વધુ, કમ, થકી,
જે વારસો છે ન્યાગાન ઝાદશમ થકી.
બુઝર્ગોના તાજો, ને તખ્તો, કોલાહ,
જેબી ચીઝ માંગે તું, કાજે સેપાહ.
તારી પાસ મોકલીશ સઉ આપોઆપ,
[1]થશે બેટો પહલવાં, બેશી, જેનો બાપ. ૨૪૩૦
સેપાહ લેશે બે, હર્દે જંગથી આરામ,
જશે રંજ મહેફીલમા ફેરવઇ તમામ.
મગર જો તારા જાંનને અહરીમન–
કે ફેરવે, ને ચાહે તું પેહેરવા કફન.
ને હોય ના વિચારો ખુનો જંગ સિવાય,
શિખામણ ઊતરતી ન હોય ભેજાં મ્હાય.

૧–મારો બેટો તારો પેલવાન બનશે ને તેનો બાપ હું તારો બેશી. ધવલ.

તો પડ તારાં લશ્કરથી બાહાર એકદમ,
ધરશ હું બી જગ્યાથી આગળ કદમ.
લડીશું બે એકલાજ આં જંગગાહ,
કે આરામ જંગથી લીએ બે સેપાહ.
છે દુન્યાં આં તારીજ, મરૂ હું અગર,
થશે ફ્ઓજ તાબે, ને બેશી પીસર.
અગર તું મરે જો મારા હાથ પર,
ન દેવશ સેપાહથી હું કોઇને ઝરર.
પનાહ મુંજ સેપાહ તારી રેહેશે મુદામ,
થશે દોસ્તબી આં અમીરો તમામ.
ન આવે જો હયાં મુજથી કરવાને જંગ,
ન હોય તાબ જંગી મગરની જો સંગ.
કમર બાંધી તુ પાસ આવેચ પશંગ,
ન ઢીલ કરતો, માંગે તે કરવાને જંગ. ૨૪૩૧
થયો બાપ બુઢો, તે છે મર્દ જવાંન,
જવાં સાથ ડાહયો ને રઓશન રવાંન.
કે લડશે તે મયદાંને જંગ તારી સાથ,
દેખાડશે દીલે સિંહ, ને ચિત્તાના હાથ.
પછી જોશું આસ્માં ફરેચ કોણ પર?
મુકેચ તાજ માયાનુ તે કોંણને સર?
ન તેથીબી ચાહતો હોય લડવા મુદામ,
જુદીજ રીતનું માંગતો હોય કામ.
તો થોભીજા, લે રાતે રાહત સેપાહ,
મુકે પહાડ માંથે સુનેરી કોલાહ.
સિયા રાત દામનને ખેંચે શીતાબ,
ને જાળીનો મોંઢેથી ખેંચે નેકાબ.

તો લશકરથી ચુંટશું લડાયક મુદામ,
સરઅફરાઝો, ને ગુર્ઝદારો તમામ.

ઝમીં કરશું રેશમને રંગ ખુને તર,
કમી કરશું દુશમનની ઊંચઈ ઝબર.

બીજે દીન મરઘાની બાંગે ખસુસ,
કે બાંધીશું હાથીઓની પીઠે [1]કુસ.

મદદ માટે સરદારો કાઢીશું બાહાર,
ને ખુંન વેહેતું કરશું નદીમાં અપાર. ૨૪૩૨

ઇરાં ને તુરાં મુલકના નામવર,
લડઈ કરશે કીના ભરી એક દીગર.

ત્રીજે દહાડે કોહ સમ સેપાહો મુદામ,
ઊતારીશું જંગ ને કીનામાં તમામ.

પછી જોશું આં આંસમાંને બુલંદ,
ગણેચ ખ્વાર કોંણે, કોંણે અર્ઝમંદ?

તે બદખાહ સુને મારો પયગામ કુલ,
ફરે મારી શિખે, કરે ના કબુલ.

તુંથી લડવા તનહાબી કેહેજે નિદાન,
ન જોય કોઇબી તે સેપાહ દરમેયાન.

પછી ચુંટયા દાંનાઓથી ચાર મર્દ,
ઘણી જોયલા ગેતીની ગર્મી ને સર્દ.

પડયો બાહાર કરતો દોઆ તે ઉપર,
રડયો બાપ, ને દીલ કીધું ખુને તર.

પડયા બાહાર તે સંગ સિપાહો હઝાર,
અકલમંદ, લડાઇને લાયક અપાર.

તલાયાએ રાહમાં દીઠો જ્યારે દુર,
તે જુંડો, ને નેઝો, ને સરદારે તુર.

[1] નગારાં.

હતા તુરકીઓમાં જે આગળ તેવાર,
નવા ને અનુભવ વગરના સવાર. ૨૪૩૩

વળગ્યા તલાયાથી રાહમાં ઝબુન,
શિદેહ વિના રેડયું બેમરજીથી ખુન.

થયા કંઇક ઝખમી ઇરાંનીઓ ત્યાં,
કે થઈ ચુકી ચાલુ લડાઇબી જ્યાં.
તે જગ્યે શીદેહ આવી લાગ્યો જેવાર,
તો જોયા ઈરાંનીઓના ચોકીદાર.

તે કામે શીદેહનું દુઃખાયું જીગર,
લીધા તેડી જંગથી દીલેરો ઝબર.

ઇરાંનીઓને કહે કે નઝદીક શાહ,
રવાંના કરો સ્વાર હોય રસ્મ રાહ.
જે કહે, દીલનો દાંના શીદેહ જેનું નામ,
શાહા માટે લાગ્યો છે કેટલોક પયામ.

અફ્રાસ્યાબ સરદારે ચીનીથી ગર,
જે શાહ મુલ્કે ઇરાં, ની માંનો પીદર.
ગયો સ્વાર દોડી તલાયાથી ખાસ,
શીતાબીથી તે શાહે ઈરાંન પાસ.

કે કાસીદ શાહે તુરાંની સેપાહ,
દીલેર, દાંના, લઈ જુડો આવ્યો સેયાહ.

તે કહે છે શીદેહ ખાસ છે મારૂ નામ,
જે આવવા,ને ચાહે છે દેવા, પયામ. ૨૪૩૪
એ વાતે થયું શાહનું દીલ શર્મે પુર,
ગરમ આંસુ આંખોથી રેડયાં ઝરૂર.

કહયું એ'મ શીદેહ મારો મામો નિદાન,
છે કદમા, ને મરદીમા, મારી સમાન.

નિગાહ શાહે. કીધી પહલવાંનો પર,
હતો કોઈ ન કાવેના [1]કારન વગર.
કહયું તેને જા ખુશ કદમ તેની પાસ,
દોઆ કહી, સમજ તેનો પયગામ ખાંસ.
આવ્યો જ્યારે કારન તે નઝદીક સેપાહ,
ને જોયો ઝળકતો તે ઝુંડો સેયાહ.
શીદેહ પાસ આવી દોઆઓ કરી,
શહાની, ને ઈરાંનીઓની ખરી.
ઉઘાડી [2]તે જવાંનેખી શીરી ઝબાન,
હતો દીલનો ચાલાક, રઓશન રવાન.
કહયું સમજેલું પાસે અફ્રાસેયાબ,
ખુશીનું, ને મહેફીલનું, જંગનું, શીતાબ.
સમજ્યા સુખન શીરીં કારને જ્યાર,
મરદ નાંમવરથી, ને મગ્ઝે બીદાર.
કહયું આવી સઉ શાહે ઇરાન પાસ,
જે પયગામ હતો અકલથી ભર્યો ખાસ. ૨૪૩૫
સમજ્યા જે કારનથી શાહે સુખન,
જુનો યાદ આવ્યો ઝમાનો તદન.
હરયો ખુબ ખુસરૂ મમાવાને કામ,
તેના જોઈ ચારા, ફરેબો, તમામ.
પછી એમ બોલ્યો કે અફ્રાસેયાબ,
પશેમાં થયો છે ઓળંગીને આબ.
કરેચ દીલ ફેરવવાની કોશીશ, અને,
ડરાવે છે ભારી સેપાહથી મને.
છે દીલ વાતે પુર, બેશરમ છે ચશમ,
જુના દર્દે મુજ દીલ તો છે ભર્યું ગમ.

 ૧-એ નામનો પહલવાંન. ૨-શીદેહે.

ન જાણુતો આં ફરતું ફલક છે જે સખ્ત,
નથી ફરતું મરજી મુજબ રંજ વખ્ત.
નથી કામ મારૂ જવા વિના ખાસ,
કે' દીલ મુજ કીનાએ ભરી તેની પાસ.
લડઈ કરવા મયદાંને તે સંગ ફરશ,
ન ઢીલની કુશીશ જંગ વેળા કરશ.
અકલમંદોએ, સરદારોએ, સેપાહ–
પુકારી, કહયું કે નથી આય રાહ.
અકલમંદ પુર દાંના અફ્રાસેયાબ,
ફરેબો સિવાયે નથી જોતો ખાબ. ૨૪૩૬
ન જાંણુતો ફીતુરો, ને જાદુઈ, વગર,
ફરેબો, અદાવત, બુરી ખો, ઝબર.
શીદેહને કીધો છે સેપાહથી પસંદ,
દીઠી એજ ચાવી [૧]બલાઓને બંદ.
તે ચાહે છે જંગ શાહે ઇરાંથી બસ,
કરે આપણો, ધુળ ભર્યો દીવસ.
તેની તેઝી ઉપર દીલેરી ન કર,
ધરા ઇરાંથી, તાજથી, ના મગર.
ઊતર મયેદાં તે સંગ ન તેઝીથી આય,
પડયે દર્દ, રંજે, અમે એમ ન થાય.
થશે જો શીદેહ તાર હાથે તબાહ,
તો કમ એક થશે નામવર તે સેપાહ.
થશે દુર હયાંથી જો તું થઈ હલાક,
તો ઊડશે ઇરાંમા સિયાહ એક ખાક.
ન એક રેહેશે જીવતો અમો દરમેયાન,
ઝમીં, શહર, રેહેશે ના મુલ્કે ઇરાન.

૧–આફતથી છુટવાની.

ન કોઈ રેહેશે અમ પાસે તુખ્મે ક્યાન,
જે બાંધે કમર તુજ કીના દરમેયાન.

છે બુઢો મમાવો પુરો જહાનનો,
છે માંણીતો ચીનનો, ને તુરાનનો. ૨૪૩૭

બુરઈ જે કરી તેથી પસ્તાય છે,
લાચારીએ લડવાને તે ચ્હાય છે.

તે કહે છે કે ઘોડા, ને ગંજો, દીરમ,
જમાવ્યો તુરે, વાસતે ઝાદશમ.

સરદારોના તાજો, ને સોંનેરી તખ્ત,
કમરબંદ ઝરીના, ને ગુર્ઝોબી સખ્ત.

તેના ગંજથી મોકળે તારે ગંજ,
જેથી ટાળવા ચાહે છે તેની રંજ.

જે છે શેહેર કે મુલ્કે ઇરાંના ખાસ,
તુરકીઓથી કરવા તે કહે છે ખલાસ.

તો ચાલો ઇરાંને ફ્તેહમંદ, શાદ,
ન કર્યે વિટાં કામોની કાંઈ યાદ.

એવી રીતે બોલ્યા તે ઝઈફો, જવાન,
સિવા નામવર રૂસતમે પહલવાન.

ફેરવ્યું આં સુલ્લેહથી ફીલતને સર,
હતો દર્દે સ્યાવક્ષનો કીનો જીગર.

ધરી દાંતમા હોઠ પોતાના શાહ,
કરી તેઓ પર ભારે કરડી નિગાહ.
પછી એમ બોલ્યો નથી ઠીક રાહ,
ફર્યે પાછા ઇરાં તજી જંગગાહ. ૨૪૩૮

જે છે કંઈ શિખામણ, ને સોગંદ આય,
મારા ખેશી [1]શાહથી, તેનું કેમ થાય?

[1]-શાહ કાઉસથી.

રેહેશે તખ્તે જીવતો જો અફ્રાસેયાબ,
થશે જેથી ઇરાં અતીશે ખરાબ.

કેવી કરશું તોજેશો કાઉસ પાસ?
ને કેમ જોશું આં આંખોથી તેને ખાસ?

સમજયું તો છે એરચે નેક બખ્ત?
શું વિટયું છે તુરથી, લીધે તાજો તખ્ત?

અફ્રાસ્યાબથી જોયું શું નવદરે?
શીતાબી કીધી જેને મારવા અરે!

ને સરદાર સ્યાવક્ષબી બેગુનાહ,
માર્યો ગંજ માટે ને તખ્તો કોલાહ.

દગા ભર્યો તુરકી સેપાહમાંથી ખાસ,
જે ચાલીને આવ્યો છે જો મારી પાસ.

તેણે જંગ મુજ સંગ માંગી અગર,
તમારો જેથી કાં થયો ઝર્દ ચહર?
નવઈ જેથી તમ માટે લાગેચ, મગર,
વધે છે જેથી ઓર કીનો ઝબર.

હતો ખ્યાલ ના કે ઇરાંનીઓ આમ,
કીનાથી કમર છોડી દેશે તમામ. ૨૪૩૯

ન મેં કોઇને જોયા કે ઇરાં સેપાહ–
થી, માર્યા જો હોય કોઈનેબી જંગગાહ.

થયા છો તમે તેઝ આં જંગ બુલંદ,
અફ્રાસ્યાબની વાતે, કરવાને બંદ.

ઇરાંનીઓએ શાહથી એવા સુખન–
સમજ્યા, થયા વાંકે ગમગીં તદન.

કહયું માંફી ચાહી, અમો તુજ ગુલામ,
ફકત કીધી માયાથી સુચના તમામ.

નથી ચાહતો શાહ તું ભલાં નામ વિન,
જે હર કામના નેક અંજામ વિન.

ખરેજ મોટાં મનનો શહનશાહ મગર,
ન ચાહે, કે ઠપકો રહે અમ ઉપર.

કે ઇરાંનીઓમાં હતો ના સવાર,
કરે જે લડાઈ તેની સંગ લગાર.

પુકારે તો બહુ જંગે મયદાં સેપાહ.
નહીં હામ ભીડી સિવા કોઇએ શાહ.

ન ચાહે મગર તું શાહે મુએદાન,
કે રહે જેથી અમ પર શરમ જાવેદાન.

દીધો જવાબ એવો, અને બોલ્યો શાહ,
કે અયે દાંનાઓ,ને દેખાડનારા રાહ! ૨૪૪૦

જાણો આં શીદ્દહ જંગ ફહાડે મગર,
ન મયદાંને ગણતો પીદરનેબી નર.

હથ્યારબંદ બાપે કીધો જાદુએ,
બુરાઈએ, બુરી વિદ્યાએ, બદ ખુએ.

થશે ના તમ હથ્યારોની કઈ અસર,
પોલાદી તેની ટોપી બખ્તર ઉપર.

છે દેવની તુખમ તેનો ઘોડોબી હાલ,
ને ખાસ્યતે સિંહ છે, પવન તેઝ ચાલ.

ન નુર જેને દાદારે દીધું અટળ,
તે તે સાથે લડવા ધરાવે ન બળ.

ન તમ સાથે લડશે કદી એકદમ,
આવશે તુખ્મની, દબદબાની શરમ.

નબીરે ફરીદુન, નબીરે કોબાદ,
બે જંગી છીએ એક દીલ, એક ઓલાદ.

જળાવશ તેના બાપનો જાંન એમ,
પીસર માટે કાઉસને બાળ્યો છે તેમ.

સવારો સિંહો સમ ઇરાને ઝમીન,
કીધી સઉએ તે શાહ ઉપર આફ્રીન.

## શીદેહનું કયખુસરૂ પાસેથી જવાબ મેળવવું અને તેનું પાછું ફરવું.

કહયું એમ કારંનનેબી કોનેખાહ,
કે જઈ પાછો પોંહચાડે પયગામે શાહ. ૨૪૪૧

થયુંચ આપણું કામ લાંબુ દુશવાર,
ગઈ છે હવે વાત હદની બહાર.

હુંનરમંદ જંગી મરદ જંગે સખ્ત,
નથી ઢીલ કરતો લડાઈને વખ્ત.

ન જોઈતો તુંવી ગંજ મુલ્કે તુરાન,
ન કોઈ રેહેતો જગ ફાનીમાં જાવેદાન.

હવે જોઇયે દાદારે ખુરશીદ માહ,
કે કોંણને કરેચ શાદ આં જંગગાહ ?

સોગંદ ઓરે દાવર, અને કીર્દેગાર,
તથા તખ્તે કાઉસ, પર્વરદેગાર.

ન રાખીશ તમને હું એટલોબી વખ્ત,
પવન ફુંકે ફુલે વસંતી ગો સખ્ત.

બીજું એ, કહયું તેં કે અસબાબ માલ,
ખઝાંનો, ને ઘોડાઓ, સંગ્રેહલા હાલ.
નથી ગર્ઝ તે માલની મુજને ખાસ,
જમાવ્યો છે ઝોરો સિતમથી જે પાસ.
મદદ જેને યઝદાનની હોવ મુદામ,
છે હસ્તો સદા બખ્ત, દોલતથી, તમામ.
તારાં મુલ્ક, ગંજો, સેપાહ, તે છે મુજ,
તારાં શેહેરો, તખ્તો, કોલાહ, તે છે મુજ. ૨૪૪૨
લડઈ મુજથી માંગી પશંગે ખરી,
સેપાહ બખ્તરી લઇ, ને ધાંધલ કરી.
થશે મારો મેહમાં સહવારે મગર,
જોશે મારૂ ખંજરબી, લેનારૂ સર.
ન જોતો કોઇ ફઓજે ઇરાનમાં,
જે ઉતરે તે સંગ જંગ મયદાનમાં.
છું હું, શીદેહ, મયદાં, ને શમ્શીર, તેઝ,
તો શેવટ કરશ તે ઉપર [1]રસ્તખેઝ.
જો એ રીતે જંગમા ફતેહમંદ ઠરશ,
તો હરગેઝબી ઢીલ હું ના કરશ.
કરશ જંગી બેહુ તફ કરતા પુકાર,
થશે ખુંનથી મયેદાં રંગી અપાર.
ને તે બાદ કુલ ટોળાંબંધ પહલવાન,
ઉતારીશ જંગમા હું પાહડો સમાન.
એ કહી, બાદ કેહેજે શીદેહને મગર,
કે અય દાંના, સરદાર, ને નામવર.
તું આવ્યો હયાં ફાંસામા તનહા તમામ,
મેળવવા નથી આવ્યો કીર્તિ, કે નામ.

૧—કયામત.

યાતો ના કે પયગામે અફ્રાસેયાબ,
થયોચ બદ દીવસ તારી ઉપર શીતાબ. ૨૪૪૩

મોકળ્યો તુને શાહે જો અંજુમન-
થી, તો હયાં થશે તારૂ દખ્મું કફન.

થશે હાનિ, સર બેગુન્હાનું બુલંદ,
કીધું તનથી જુદું ગોયા ગોસફંદ.

તું પરબી એમજ રડશે તારો પીદર,
કે કાઉસ રડેચ જેમ બેટા ઉપર.

દોડયો શાહા પાસેથી કારન તુરત,
ગયો પાસે, જયાં જુંડો કાળી સુરત.

સુખન જે સમજયા, કહયા તેની પાસ,
હતા સર્વે ઝાહેર, ને ખુલ્લા જે ખાસ.

ગયો શીદેહ નઝદીકે અફ્રાસેયાબ,
હતું દીલ ગોયા આગ ઉપર કબાબ.
દીઠું છુપું ઝાહેર તેંણે જે તમામ,
કહયું તે દરેક બાપ પાસે મુંદામ.
થયો જવાબે દીલગીર તુરકીનો શાહ,
બની ગમગીં ને ખેંચી એક ઊંડી આહ.
અને ખાબ, જે લાંબા વખ્તની ઉપર-
જોઈ, સઉથી રાખ્યો હતો છુપો ગર.
જેથી દીલ ડર્યું, અને ફર્યું સર,
ને જાણ્યું, આવી પાસે પડતી ઝબર. ૨૪૪૪

[1]કહયું તેટલાં કે કાલે આ જંગગાહ,
નહીં રેહેશે લાશોથી કીડીની રાહ.

કહયું શાહે એમ, બાંમદાદેથી બસ,
ન જંગ યાદ કરતો પીસર બે દીવસ.

૧—યાને શીદેહે કહયું.

આં જંગથી .ડુઠું છે ગોયા દીલ ખરૂ,
દીલે થાય છે એમ કે જીવ પર કરૂ.

તો કહે બેટો અયે શાહે તુરકી ને ચીન,
ન કર બુરૂ દીલ એમ પોતાનું યકીન.

ઉઠાવશે જો ગુંડો ખુરેહમંદ મહર,
ઝળકશે ફલકનો બલુ રંગ ચક્કર.

છું હું, ખુસરૂ, ને મયદાંને જંગગાહ,
કાઢીશ પાદશાહની હું ગર્દે સેયાહ.

## એક બીજાની લડાઇમાં શીદેહનું કયખુસરૂના હાથ ઊપર માર્યું જવું.

બની સિયાહ ચાદર જો રોશન નિંદાન,
ને થઈ પીલાં યાકુત જેવી જહાન.
પશંગ જંગી બેઠો ઘોડાની ઊપર,
જવાંનીની ધુંઇએ ભર્યું જંગ સર.
બદન ઢાંકયું રોશન તેણે બખ્તરે,
મુકી શાહી કોલાહ પોલાદી સરે.
હતો જુંડો, એક તુરકી જંગીને હાથ,
આવ્યો ચાલી ચિત્તા જેવો લાડ સાથ. ૨૪૪૫
સેપાહે ઇરાં પાસે આવ્યો અગર,
મોકલ્યો શહા પાસે એક નામવર.

કે આવ્યો છે બે ફઓજ વચ્ચે સવાર,
ધરી હાથ તેગ જોશ કરતો પુકાર.

તું કહે ગોયા અઝદાહ છે ગુસ્સા મેયાન,
કુંફારાથી ચાહેચ જલાવા જેહાન.

કહેચ તેઝ ચુંગાલ એમ નામવર,
કે આવ્યો પશંગ, આપો શાહને ખબર.

શાહે માગ્યું બખ્તર, ને હસ્યો ઘણો,
ઊભો કીધો જુંડો બુઝર્ગી તણો.

ધરી એક કોલાહ રૂમી સર ઊપર,
દીધો જુંડો રોહામને તે મગર.

સેપાહ લાગી રડવા, ને કરવા પુકાર,
ગોયા તેઝ આગે ભુંજાઈ અપાર.

પુકાર્યા તેઓ કે અરે તાજવર!
ન પોલાદે તન પાક રનજીદા કર.

જગા શાહોની તો છે તખ્તો ઊપર,
તેં તો બાંધ્યો કીને કમરબંદ કમર.

જગા [1]તેની ના હો સિયાહ ધુળ સિવાય,
ન ઇચ્છા, ન કામો, તેના પાર થાય. ૨૪૪૬

ગોરઝ, કોલાહ, બખ્તરથી, સજ તાજવર,
કીધી જેણે કેટલીક દોઆ ફઓજ પર.

કહ્યું હઠવું એકેબી નહીં જંગગાહ,
ડાબી, જમણી, યા કેઠે, વચ્ચે સેપાહ.

ન જંગ, હુમ્લો, કોઇએબી કરવો મગર,
ધરજો કાન રોહામે ગુર્દઝ ઊપર.

જો આંસ્માને ખુરશીદ આવશે બુલંદ,
તો જોશો કે પોંહચે છે કોણે ગઝંદ.

૧–શીદેહની.

અગર જો ફતેહમંદ થાયે પશંગ,
તો રૂસતમથી લેજો તમે હુકમે જંગ.

તેના ફર્માંબરદાર થઇ સર્વ આય,
ને શોધજો તેનાથીજ દુઃખનો ઉપાય.

તેના જેવો ફઓજી નિગેહબાંન હોય,
તો કુલ જંગના કામો આસાંન હોય.

થતા ના તમો કાંઈ આં દીલે તંગ,
એવાંજ હોય શેવટ, શુરૂઆતે જંગ.

કભી ચઢતીએ, તો કભી પડતી પર,
કભી શાદમાંની, કભી પુર ખતર.

પછી માર્યો [1]શબરંગ–બેહઝાદ ને,
કે પાછળ હવાનેબી નાંખતોતો જે. ૨૪૪૭

કોલાહ, નેઝો, બખ્તરથી, બાંધી કમર,
ઉડી નાઅલથી ગર્દ આંસમાન પર.

શીદોહે દીઠા બે સફોમાં જે વખ્ત,
તો સર્દ હાય ખેંચી જીગરથીબી સખ્ત.

કહયું, તુંજ સ્યાવક્ષનો છે પીસર,
અકલમંદ, હોશીયાર, ધીરો, અગર.

નબીરો શહનશાહે તુરાં સેપાહ,
છે ચંદ્રના આંસ્માને જેની કોલાહ.

જુદોજ તેથી છે તું, જે રાખેચ વિચાર,
તું માટે, અકલમંદો, ને હોશીયાર.

હતે ભેજું તો તારા મામાની સંગ,
નહીં પડતે આગ્ળ, તું કરવાને જંગ.
જો છે જંગનો ચાહ તો લશકરની પાસ–
થી, જઇ દૂર જગ્યા પસંદ કર તું ખાસ.

1–એ નામનો ઘોડો.

જુએ કોઇ ઇરાંની, તુરાંની, ન બસ,
નહીં જોઇયે દોસ્તો, કે ફર્યાદરસ
દીધો પાદશાહે તેને એ જવાબ,
કે અય શેર ભયંકાર જંગના શીતાબ!
છું તે બેગુનાહનો દુઃખી હુંજ પીસર,
સિયાવક્ષ, મુવો શાહના જે હાથ પર. ૨૪૪૮
કીના માટે આવ્યો છું મયેદાં મુંદામ,
ન કે તખ્તો, મોહોરોને, માટે તમામ.
આવ્યો થઇને તઇયાર તું બાપ પાસ,
સેપાહથી તેં માંગી મારી જંગ ખાસ.
મનેજ તેર્યો, તો ના હતું ઠીક ખાસ,
મોકળતે ઊતરતાને જો તારી પાસ.
હવે મર્ઝીનું કોઈ જો જંગ મુકામ,
સેપાહમાંથી જે દૂર હોય તમામ.
કીધો કઓલ કે બેતરફથી મગર,
મદદમાં ન આવે કોઇ કીનાવર.
ને આપણુનાં જુંડા ધરાવનારા આય,
સમાળવું, સિયાહ દીન તેઓનો ન થાય.
ગયા ફૂઓજથી બે જણાં દૂર એમ,
મઝા કરવા ખુશ મર્દબી જાય જેમ.
પુગા તે જગે જ્યાં સિંહો વાઘ મસ્ત,
મુકે પગ ન બેઆબ ધર્તિએ સખ્ત.
હતું મયદાં તે જંગ લાયક અતી,
કે ખારઝમની હદ તે જગાએ હતી.
ન શકતાં ગરૂડ ઉડી આકાશ પર,
કોઇ ભાગ રેતાળ, કોઈ સખતતર. ૨૪૪૯

કીધું ત્યાર બોહળું લડઇનું મેદાન,
બે જંગીએ, ભયંકર વરૂના સમાન.

સવાર આવ્યા, સિંહો કુદે ગાર જેમ,
શિકારને દીવસ થઈને વિકાળ, તેમ.

પડયા લડવા નેઝાઓ લાંબા ધરી,
નિંચે જયારે ખુરશીદ ઊતર્યો ફરી.

નહીં નોંક નેઝાઓની રહી તમામ,
પસીને થયાં તર તે પાખર લગામ.
ધરી શમશીરો, ગુર્ઝ રૂમી ઝબર,
વળગ્યા લડાઇ ભર્યા એક દીગર.

સવારોની ગર્દે હવા થઇ સેયાહ,
ધરાયા ન લડવાથી તે જંગગાહ.

શીદોહે જોયું ખુસરૂનું બળ, ને હામ,
પડયાં આંસુ પાપણથી ચેહેરે તમામ.

ગયો સમજી, ઇઝદી ખોરેહ ઝબર,
રડવું એથી પડશે મને પોતાપર.

તરસથી કરવા પડયો ઘોડાબી ગમ,
થવા લાગ્યું તે મર્દનું ઝોર કમ.
જો તંગ તેથી બન્યો, કીધો દીલે ક્યાસ,
કહું છું જો શાહને લડાઇમા ખાસ. ૨૪૫૦
કે આવ આપણ કુશ્તીમાં પ્યાદા થઈ,
લડયે ખુન, પસીનામાં, ગર્કાવ જઇ.

ન પ્યાદો થશે લાજ લાગશે અપાર,
કરવા તેના શાહી બદનને ખુવાર.
એવા ચારાથીબી ન છુટો થવશ,
તો બેશક હું અઝદાહના મોંહમા જવશ.

કહ્યું કે ઓ શાહ નેઝા, તેગે, તમામ,
હરેક જણુ લડે છે, ને ફેરવેચ લગામ.
કર્યે જંગ પ્યાદા બનીને નિદાન.
ને લંબાવ્યે પંજાઓ સિંહના સમાન.

મગર શાદા કયખુસરૂએ તેજ વાર,
લીધા જાણી બદ ખ્યાલના તે વિચાર.

કહ્યું દીલથી સિંહ, જંગ કુવતનો ઝબર,
નબીરે ફરીદુન, પશંગનો પીસર.

થશે આસુદો તો તે કાપશે આં સર,
ઘણાં શેર દીલોને રડાવશે ઝબર.

અગર પ્યાદો થઈ જો કરૂ છું હું જંગ,
થશે ઇરાંનીઓ ઉપર કામ તંગ.

કહ્યું ત્યારે રોહાંમે અય તાજવર,
લજાવ તુખ્મ ના શર્મી કામે ઝબર. ૨૪૫૧

પેયાદો અગર જંગ કરે શહરયાર,
તો કાં જોઇયે મયદાંને એટલા સવાર?

ઘોડેથી જો પગ ધરવો છે ખાક પર,
તો હાઝર છું કેશવાદી બુન્યાદ અગર.

કરૂ જંગ પ્યાદો તેની સંગ ઝબર,
તું છે ગેતીનો શાહા બાહાદુર મગર.

કહે તુર્ત રોહાંમને શહરયાર,
કે અય મહરમાં મુજ પહલવાં સવાર!

દેલાવર પશંગ છે તુખમથી પશંગ,
સમજ કે તે તારેથી કરશે ન જંગ.
ટકી શકશે જંગમા તેની સાંમે નહીં,
ન સરદાર છે એવો તુરકી મહીં.

છે તુમે ફરીદુંન તે જંગી નર,
એવો માએ જણ્યો ન કોઈ નામવર.
નથી શર્મ મુજને જવા તેની જંગ,
લડીશું પેયાદાઓ [1]જંગે પલંગ.
પેલી ગમ દુભાષ્યો ગયો શિદેહ પાસ,
કહ્યું કે બદીથી આં શત્રુની નાહાસ.
સિવા પાછો ફરવા ન ધારતો શિતાબ,
નથી જંગે ખુસરૂની તારાંમા તાબ. ૨૪૫૨
વખત પર જવું નાસી શત્રુથી બસ,
પોતે પોતાથી લડવા કરતાં સરસ.
શીદેહ બોલ્યો નાંમી દુભાષ્યાની પાસ,
કે છુપતો ન મર્દોનો આવાઝ ખાસ.
સમજ કે મેં બાંધી છે જ્યારથી કમર,
ઉડાવ્યું છે ત્યારથી મેં ખુરશીદે સર.
આવો દબદબો, ઝોર, શકિત નિદાન,
ન કોઈ જોયો મયદાંને જંગ પહલવાન.
કે થાય નાંસવા કરતાં તો [2]અસ્તોદાંન-
ભલું, મારૂ આંયે લડાઇ મેયાન.
ન આંસમાની ગર્દીશે બચશું અગર,
હો અઝદાહની આંખો કચડનારા ગર.
હશે મોંત મારૂ એનાજ હાથ પર,
બચાવશે ન દોસ્તો, કે દુશ્મન મગર.
હું જાણું છું મરદી, કુવત, કયાંથી છે,
ખુરેહ નામવર પર ખુદાઇ છે એ.
મગર પ્યાદો લડવામાં ફાવશ કદી,
કરશ વેહેતી જંગમા હું લોહીની નદી.

[1]-ચિત્તાની જંગ. [2]-દોખ્મું.

શીદેહને કહે ગેતીનો તાજવર,
કે બુઝરૂગ બુન્યાદ અય નામવર. ૨૪૫૩
થયો તુઅમે ક્યાંનીમાં ના બેગુમાન,
કીધી હોય જેને જંગ પ્યાદા નિદાન.
મગર તારી ઇચ્છા છે એવીજ તમામ,
તો ઇચ્છાથી તારી ન ફેરવશ લગામ.
નિંચે આવ્યો શબરંગની પીઠેથી શાહ,
ઉતારી તેણે સરથી ક્યાંની કોલાહ.
અને દીધો રોહાંમને કીંમતી અસ્પ,
ને ચાલ્યો મીસાલે તે આઝરગોશસ્પ.
પશંગે દીઠો પ્યાદો દૂરથી અગર,
આવ્યો ઘોડેથી નિંચે જંગી [1]મગર.
વળગ્યા તે મયદાંને હાથી સમાન,
ખુનો ખાક લાગા મેળવવા નિદાન.
શીદેહે દીઠું શાહનું કદ, ઝોર, પુર,
તથા એવી શકિત, ને યઝદાંનુ નુર.
જેથી કરતો ચારો છટકવા અગર,
કે શોધે તે લુચ્ચો બહાના ઝબર.
ગયો પાંમી ખુસરૂ તેનો ભેદ જ્યાર,
કે માર્યો તુરત તેણે ભારે પોકાર.
ને બળથી તે ગેતીના રબ કીર્દેગાર,
માર્યો હાથ કયખુસરૂએ નામદાર. ૨૪૫૪
ગોયા શેરે નર ગોરખરની ઉપર,
મારી હાથ નાંખે તે ગુર ઉંધે સર.
સીધો હાથ પીઠે, ને ડાબો ગર્દન,
ઊઠાવી પટક્યો ઝમીને તદન.

[1]–મગરમચ્છના જેવો.

બરૂ જેવો કાંઠોબી પીઠનો મુંદામ–
ટુટો દુઃખથી, ને ભાગો પગબી તમામ.
ખેંચી મ્યાંનથી તેઝ શમ્શીર બાહાર,
ચીર્યું નામવરનું તે દીલ તેજવાર.
કીધું સર્વ બખ્તર તેનું ચાકચાક,
પછી સર ઉપરબી તેના નાખી ખાક.
રોહાંમને કહયું આં બુરો એ મીસાલ,
જે છાળકો, મગર જંગી મામો છે હાલ.
મુવા બાદ મેહેરબાંની કરજો દરેક,
બનાવજો એનું શાહી દોખ્મુંબી એક.
લગાડજો સરે કસ્તુરી, ને ગુલાબ,
શરીરે ચોપડજો કપુરબી શીતાબ.
ગલે સાંકળીબી સોનેરી કરી,
કોલાહ માથે અંબરથી મુકજો ભરી.
દુભાષ્યાએ કીધી જો રાહમાં નિગાહ,
તો જોયું તને નાંમબરદારે શાહ. ૨૪૫૫
કે રેતીથી ઊંચકી ખુંને તર બ તર,
જતા તર્ફે ફઓજે શાહા સર બ સર.
આવ્યો ત્યારે રડતો શાહાની તે પાસ,
કે અયે નાંમવર, દાદગર, શાહા, ખાસ !
હતો તેનો નોંકર હું નાચીઝ અપાર,
ના પહલવાન કેં ના હું જંગી સવાર.
બખશ મેહેરબાંની શાહા મુજ ઊપર,
તારા જીવે આંસમાન રહો શાદ તર.
કહયું શાહે, મુંજથી જે જોયું તદન,
તે કેહેજે મમાવાને જઈ અંજુમન.

હતાં આંખો, દીલ નામદારોના રાહ,
કે આવશે શીદેહ કયારે હવાં [1]જંગગાહ.
ગયો સ્વાર દોડી રેતીથી નરમ,
ઊંઘાડે સરે, આંખે આંસુ ગરમ.
છુપો ભેદ ખુલ્લો કીધો તેણે ખાસ,
કહયો સરવે તુરકીઓના શાહ્ના પાસ.
થયો પાદશાહ ગેતીથી નાઊમીદ,
ને પીખ્યા કપુર જેવા બાલો સુફીદ.
ભરી રેત ઉડતી, તેણે સર મેયાન,
આવ્યા ફઓજથી જે હતા પહલવાન. ૨૪૫૬
જોયો જેણે કે શાહે તુરકી ચહર,
તેણે કુલ પોશાકો, ને ચીર્યાં જીગર.
હતો શોર એવો સેપાહ દરમેયાન,
કે આવી દયા મેહેરો, માહને, નિદાન.
અને બોલ્યો રડતો તે અફ્રાસેયાબ,
ન જોવશ હવેથી હું આરામ ખાબ.
મદદ સોગમાં મુજને કરજો મુદામ,
તમો મન એનો સોગ ધરજો તમામ.
નહીં જોશે શમશીરની નોંક મ્યાંન,
રહીશ ના હવેથી હુંબી શાદમાંન.
હવે જોડી દાંમનનેબી એક દીગર,
ન રાખશું ઝમીં, મુલ્ક, ઈરાં શહર.
ન ઇન્સાં સમજ, બલ્કે દેવ, જાંનવર,
ન થાય જેનું આં દર્દે દુઃખી જીગર.
નહીં હોતી આંખોમા તેની શરમ,
ન મુજ દર્દે થાયે જેનું લોહી ગરમ.

૧—યાને જંગગાહથી.

લડાયક હતો સ્વાર માહુતાબ ચહેર,
નદી કાંઠેનું ગો સરવનું શજર.

ખુંની આંસુ આંખેથી પાડતો તે ખાસ,
એવું દર્દ ! કે ચારો ના વઈદ પાસ. ૨૪૫૭

હરેક નામદારોએ દેવા જવાબ,
ઝબાં પાદશાહ પાસ ખોલી શીતાબ.

કરો દુખ આંસાં તુપર દાદગર,
કરો ડર ભર્યાં દુશમનોના જીગર.

અમોમાથી ઢીલ કરશે એકબી ન બસ,
પશંગના કીના, દર્દે, રાતો દીવસ.

અમો રડતાં કરશું દીલે કુલ સેપાહ,
ને છાંટશું સરો તેઓના જંગગાહ.

ન કંઇ રાખ્યું ખુસરૂએ બાકી મગર,
વધાર્યો છે હમણાં કીનો, કીના પર.

દુ:ખે શાહના, દુ:ખી સેપાહ થઈ ગયા,
પોકાર, જોશ, કરતા દીલેરો થયા.

## કયખુસરૂ અને અફ્રાસિયાબનાં લશકરની ભેગી લડાઇ અને અફ્રાસિયાબનું નાસી જવું.



જો સર કાઢયું વૃશ્ચિકથી સુર્યે બાહાર,
થયા જંગલે મુર્ગાઓના પુકાર.

તો છાવણીથી ઢોલોના આવ્યા અપાર,
નગારાં, ને કર્નાયેનાબી, પુકાર.
દીલેર તેગ મારનારાઓ દસ હઝાર,
ચલાવ્યા [1]જેહને લડઇના તઇયાર.
આવ્યો જંગમા જંગી, જીતનારો જેહાન,
તુરક સ્વારોએ હાથ લીધી કમાન. ૨૪૫૮
પડયો બાહાર ચાલાક સંગ દસ હઝાર,
ઝબાં ગાળોથી, લબ ખુંને પુર અપાર.
જોયા જ્યારે ખુસરૂએ તેઓને પાસ,
ફર્માવ્યું, તો કાવેનો કારનબી ખાસ.
આવ્યો પાહાડ સમ કલબગાહથી બહાર,
લડાયક સેપાહ સાથ લઈ દસ હઝાર.
ગોવા ગર્દ, જંગ ગોસ્તેહમ નવદરી,
આવ્યો દોડી જુંડો લડઇનો ધરી.
બલુ જગ થઇ ગર્દે સ્વારે ઝરૂર,
ઝમીં પુર સેપાહથી, હવા જુંદે પૂર.
આવ્યો ફઓજ વચ્ચેથી કયખુસરૂ શાહ,
અને ત્યાંથી અફરાસેયાબ જંગગાહ.
થયું એમ કે બન્યું સિયાહ આસમાન,
આવ્યાં ચક બાહદુરોની આંખ મ્યાન.
ફતેહમંદ લડાયક જો કારન થયો,
તો જેહન દેલાવર તે હારી ગયો.
થયો કોહની દાંમન ઉપર [2]માહ સવાર,
ફર્યા જંગ મયદાંથી જંગી તેવાર.
થયો ખુશ ઇરાંનીઓથી શાહરયાર,
ફતેહમંદ લડાઇમાં બન્યા જેવાર. ૨૪૫૯

૧-યાને અફ્રાસ્યાબના બેટાએ. ૨-માહતાબ.

રહ્યા જંગ તઇયારીમાં રાત ભર,
ન ખાણી કે પીણી કીધી કંઈ અગર.
ઊઠાવ્યું સુર્યે કર્ક રાશિથી સર,
બની જંગ ભરી ગેતી શોરે ઝબર.
તે બે મુલ્કના લશકરે ખેંચી સફ,
લાવ્યા જંગ માટે લબો પરબી કફ.
તથા શાહે ઇરાંની, પીઠે સેપાહ,
ગયો દૂર નોંકરની સંગ નેકખાહ.
થયો પ્યાદો, થોડોક ચાલ્યો જેવાર,
કીધી યાદ ગેતીના રબની તેવાર.
ને ચેહેરો મસળ્યો સિયાહ ખાક પર,
કહ્યું પાક ઇન્સાફી અય દાદગર!
તું જાણેચ, સિતમનો છું જોયલો મુદામ,
ખુશીથી ગુઝાર્યાચ બુરા દીન તમામ.
તો મારી તે મુઝીને લે વેર મુંજ,
સિતમ જોયલાઓનો રહાબર છે તુંજ.
પછી ત્યાંથી દીલને ભરી ગમ થકી,
કીને સર ભરી તુખ્મે ઝાદશમ થકી.
ને આવ્યો પુકારતો તે વચ્ચે સેપાહ,
ધરી સર ઊપરબી મુંબારક કોલાહ. ૨૪૬૦
કે ઊઠ્યા ત્યાં રણશિંગડાંના પુકાર,
નગારાં, ને કર્નાયોના, બેશુમાર.
સેપાહ સાંમીબી પાહાડ જેવી મુદામ,
ચાલી જોશ કરતી ટોળાંબંધ તમામ.
હતી ફઓજ તે ગોયા દર્યાએ આબ,
હતા વચ્ચે જેહન, ને અફરાસેયાબ.

વધ્યાં બેહુ લશ્કર જો છોડી જગો,
જાણે ખીણ જંગલને આવ્યા પગો.

થયો ગર્દે લશ્કર, સિયાહ આફતાબ,
ને તેગોની નોંકે, ને પરથી ઓકાબ.

કર્નાયોના શોરે, ને બાંગે સેપાહ,
દીલેરોના ગુરેઝોથી તે જંગગાહ.

પીગળતાં કોહો, લોહું, પત્થર, ઝબર,
શું જંગલમા ચિત્તા, શું દર્યે મગર.

હવા શોરે પુર, ને ઝમીં જોશ મ્યાંન,
લાગા ફાટવા મસ્ત વાઘોના કાંન.

ગોયા સારી ગેતીમાં અહરીમનો,
કે આંસ્તીંથી દામન સુધી દુશમનો.

થયા ઢગ જગેજગ પહાડો સમાન,
દીલેરે ઇરાં ને તુરાંના નિદાન. ૨૪૬૧

પગો, હાથ, સર, ખુને, રેતી ભરઈ,
ઝમીનબી દીલે કાંપવા લાગી ગઈ.

ઝમીં મુલ્ક કુલ નાઅલ નિંચે નિદાન,
કાંજી લોહીની પાયલાં કપડાં સમાન.

પછી કુલ અક્રાસ્યાબના નામવર,
ચાલ્યા, ગોયા કીશ્તીઓ પાણી ઉપર.

ધસ્યા અંમારીઓના હાથીઓ પાસ,
હતા જેમા બેઠા તીરંદાઝો ખાસ.

હતો ગોયા કીલ્લો, સામે કલ્બગાહ,
ઉભા રાખી હાથી, કીધી બંધ રાહ.
વરસ્યા તીરો હાથી પરથી અગર,
થયા શોરોબી ઘર પકડના ઝબર.

ધસ્યા નેંઝાદારો, ને હાથી, મગર,
તે કલ્બે સેપાહથી સેપાહબી ઝબર.

અફ્રાસ્યાબે કીધી બેમાઈલ નઝર,
અંમારીના હાથી, સેપાહ ભારી પર.

તો સસ્ત હાથી, ને સઉ ચલાવી સેપાહ,
કે થઈ ગુમ રોશની, બની જગ સેયાહ.

પુકાર્યો કે અય જંગી નામેવરો!
જગા માટે કાં ભીડ એવી કરો? ૨૪૬૨

ઊભા કાં અંમારીના હાથીઓ પાસ?
છે જંગ, અને જંગી, તો કંઈ માઈલ ખાસ?

આગળ કલ્બગાહ ને અંમારીથી જાવ,
તથા ડાભી ને જમણી ગમબી ફેલાવ.

કહયું કે જેહન જંગ અઝમા-નાર,
વધે, લઈ સેપાહના બુઝરગો અપાર.
સવારો લડાયક તે હોય દસ હઝાર,
લડાઈને લાયકના કુલ નેંઝાદાર.

ડાભી ગમ લડાઈનો જંગી ખબર,
ગયો તુર્ત, સંગ મર્દોની નામવર.
દીઠી ખુસરૂએ જંગે તુરકી નિદાન,
કે છુગ્યો જેથી સુર્ય ફરતો જહાન.

તો ફર્યો પોતાના તે નામીઓ પાસ,
હતા જે લડાયક પહલવાનો ખાસ.

ને ફરમાવ્યું કે તેઓબી ડાભા ગમ-
પ્રકાશિત કરે, મેષના સુર્ય સમ.

ચાલ્યા દસ હઝાર નાંમદારો સુદામ;
હતા બખ્તરી, ગોર્ઝદારો તમામ.

બોલ્યો શાહા શમ્માખેસુરાની પાસ,
કે કૂએઝે ઇરાં નામદારોબી ખાસ. ૨૪૬૩

લડાયક ચુંટી કાઢ તું દસ હઝાર,
જવાં, પહલવાં, જંગ લાયક, સવાર.

ખેંચઈ શમશીરો બે સફો દરમેયાન,
પડવા લાગ્યાં ઝીન પર સરો બેશુમાન.

વળગતાં બે લશ્કર એરીતે થયાં,
બન્યાં એમ, ગોયા કે ભેળાઈ ગયાં.

ચકાચક બે તર્ફી રહયા શોર થઇ,
નદી જંગમા લોહીની વહી ગઇ.

અંમારીના હાથી કીધા એક ગમ,
બની ગેતી નીલના તે દર્યાવ સમ.

ઉઠી ગર્દ ડાબે સીધે હાથ અપાર,
માગ્યું જંગ બખતરને શાહે તેવાર.

પડયો કલ્બથી સંગ રૂસતમની બાહાર,
સેપાહની પનાહ, કરતો જોરો પુકાર.
અવાઝો થયા કર્નાયોના, ને કુસ,
તો એક હાથે ખુસરૂના, સરદાર તુસ.

થયો ત્યાર કાવ્યાની લઈ જુંડો હાથ,
ઝરી જોડા પેહેરનારા પેહેલવાંનો સાથ.
જગાએથી જઇને દુઃખી દીલ સાથ,
ઉભા શાહે ઇરાંનને ડાબે હાથ. ૨૪૬૪

લડાયેક રૂસતમ સીધા હાથ પર–
ને ભાઈ ઝવારેહ, ગયા બેહુ અગર.

જહાં જોયલો ગુદર્ઝે કેશ્વાદગાન,
બુઝર્ગોની કંઇએક આઝાદગાન.

ઊભા તેઓ સરવે, તહમતનની પાસ,
ઝરઅસ્પ, મનુશાંન, નેક ખ્યાલ ખાસ.

થયા જંગગાહે પકડ ધર પુકાર,
એવી જંગ જોશે ન કોઇ ઝીનહાર.

તમામ લાશોથી મયદાને જંગગાહ,
તે ધુળ ભર્યા માર્ગે જણાંતી ન રાહ.

ભરઈ રેતી કુલ લાશો ઝખ્મીથી બસ,
હતો જેબી કોઇનો કે બુરો દીવસ.
થયુ લોહીએ જયહુન બેયાબાં ઝબર,
જો એક સર વગર, તો બીજો ઉંધે સર.

સવારો, ને ઘોડાના, મયદાં પુકાર,
નગારાંથીબી ઊંચા ચઢયા અપાર.

તું કહે ગોયા કોહનું ચિરાતું જીગર,
ઝમીન સ્વારોની સાથે ઉડતી મગર.

વિના સરના તન, ને તનો વિના સર,
અવાઝો હતા ગુર્ઝોનાબી ઝબર. ૨૪૬૫

ચમક તેઝ શમશીર ખંજર તણી-
થી, રાહ જોતો ખુરશીદ નાસ્વા ભણી.

તું કહે ગોયા આવીને વાદળ સેયાહ,
હતું ખુન વરસાવતું જંગગાહ.

થયો ડાબી ગમ જેવો ફતુંસ તબાહ,
કે હાથે ફરીઓર્ઝે કાવુસ શાહ.

ને જમણે, મનુચેહેરના હાથ પર,
[1]કહીલા, સો હાથીને તનનો ઝબર.

તુફાન એક, વાદળબી મધ્યાંન રોઝ,
આવ્યું, જેથી ખુરશીદે ગેતી ફીરોઝ-

 [1]–એ નામનો પહલવાન.

ને ઢાંકયો, તો ગેતી સિયાહ થઇ ગઈ,
તથા આંખોબી જોવાથી મંદ થઈ.

આવ્યો નિંચે ખુરશીદ જ્યારે અગર,
ધ્રુંજ્યું ડરથી તુરકીના શાહનું જીગર.

સવારોના જોશે હરેક કેશ્વરો,
હરેક શેહેર, હર મુલ્કના, અફસરો.

જુદા જુંદા, બખ્તર જુદાં, બેગુમાન–
થી, થઇ લાલ, પીળી, ને જાંબુડી જેહાન.

નિગાહ ગર્સીવઝે કીધી પીઠે શાહ,
ને લાવ્યો લડાઇમા સઘળી સેપાહ. ૨૪૯૯

મોકળ્યુંબી લશ્કર તેણે જમણી પાસ,
જે નામીચું, એકદીલ, ને સંપીલુ, ખાસ.

અને ડાબી ગમબી સેપાહ એવી ખાસ,
ને વિખેર્યા સરદારોબી ચારો પાસ.

કે તલવારોના સ્વાર ચાળીસ હઝાર,
ચુંટી લીધા બુઝરગો [1]ખંજર ગુઝાર.

ગયો ગર્સીવઝ પીઠે લશ્કરની ખાસ,
શિતાબીથી આવ્યો તે ભાઇની પાસ.

પડી ભાઇની ભાઇ પર જો નિગાહ,
તો હીંમ્મતથી આગળ ચલાવી સિપાહ.

પકડ, ધર, દે, ઉઠ્યા સેપાહમાં પુકાર,
હવા છુપી તીરોના પરથી તેવાર.

આવ્યું અંધારૂ સુર્ય પાછળથી ખાસ,
આવ્યો રાતનો ચેહેરો દહાડાની પાસ.

ત્યારે ગર્સીવઝ બદ ઠગારોબી ખાસ,
આવ્યો કાંપતો, ધ્રુંજતો, ભાઈ પાસ.

૧–ખંજરના મારનારા.

હવે લડશે કોણુ પહલવાંમાથી મર્દ ?
ઝમીં ખુને તર છે, હવા પુર ગર્દ.
સેપાહ ખેંચી લે, રાત, થઇ, ચારો કર,
ન તો ઉઠશે તુર્કોથી શોરો ઝબર. ૨૪૬૭
સેપાહ ભાગશે, રેહેશે લડતોજ ગર,
ન પોતાન તન સાથે તું જંગ કર.
હતો જુસ્સે, ગુસ્સે, દીલે શાહ તુરાન,
ન તુંન્દીથી સમજી તેણે વાત કાન.
ને માર્યો તેણે ઘોડો વચ્ચે સેપાહ–
થી, આવ્યો દોડી, પાસે તે જંગગાહ.
ને માર્યા ઈરાંનીમા કંઈ નામવર,
એ જોઈ આવ્યો ખુસરૂ મદદની ઉપર.
બે શાહો, બે દેશો, તણાં કીનેદાર,
ઉતરતા સવારોથી પડયા બાહાર.
ન જેહન, ને ગર્સીવઝે જોયું ઠીક,
કે જાયે તે લડવાને ખુસરૂ નઝીક.
જેથી તેને વાળ્યો ધરીને લગામ,
ગયા ત્યાંથી આંમુયના રણને મુકામ.
ફર્યો [1]તે, કે ઉસ્તુકીલા તેજ વખ્ત,
આવ્યો, કે કરે શાહાથી જંગ સખ્ત.
આવ્યો જંગી ચિત્તા જેવો શાહ ઇલા,
બીજો જંગનો નામીચો બોરઝુઇલા.
ત્રણે જણ ગોયા સખ્ત પત્થર હતા,
બેઅ:બી ભરેલા, સીતમગર હતા. ૨૪૬૮
જોયુ એમ શાહે સેપાહ દરમેયાન,
આવ્યો તેઝ ઘોડો કરી કોહ સમાન.

૧–અફ્રાસેયાબ.

મારો નેઝો ઉસ્તુકીલા જંગી પર,
નાંખ્યો ઝીન પરથી ઝમીંને ઝબર.

દોડયો શાહ ઇલા નઝદીકેથી સેપાહ,
માર્યો એક નેઝો કમરબંદે શાહ.

થયો નેઝો ના બખ્તરે કારગર,
નહીં તેના રોશન દીલે લાગો ડર.

જોયાં તેના ખુસરૂએ હીંમ્મત ને બલ,
તુરત મ્યાંનથી તેગ ખેંચી તે પલ.

કીધા કટકા બે મારી કંમર ઉપર,
દીલે લાગો બોરઝુઇલાનેબી ડર.

એવો ઝખ્મેશાહ બોરઝુઇલાએ જયાર,
જોયાં બળ, ને હીંમ્મત, ને શક્તિ અપાર.

ગયો નાસી તે જોઇ અંધારૂ તમામ,
ગોયા ફાટતું તન ઉપર તેના ચામ.
સેપાહે દીઠો એવો જો દસ્તે શાહ,
ન ટકયો દીલેર કોઇબી જંગગાહ.

અફ્રાસ્યાબને થઇ ખબર મઓત સમ,
થયાં જો તે બરગશતા કામ એકદમ. ૨૪૬૯

તુરક સ્વાર વાકેફ થયા જો મુંદામ,
થયા હાથ લડવાથી કોતાહ તમામ.

ગયા જંગગાહ છોડીને જો તે ખ્વાર,
તો [1]ફુર્માવ્યું મારીને મોટે પુકાર.

છે રાતને લીધેજ તારી આં બાહદરી,
જાઉંચ રાતની જંગથી હું ફરી.

કુંકો છે પવન જોકે આજ એક વાર,
તારેજ માટે ખોલી ખુશાળીના બાર.

૧-યાને અફ્રસ્યાબે ખુસરૂને કહયું.

આં રેશન અને રોઝ જોજે તું મુજ,
કે જુંડો દીલ અફ્રોઝ જોજે તું મુજ.
કરશ ધર્તિ જંગલની દરીયો તમામ,
કરશ નુરી ખુરશીદ [1]સુરઇયો મુદામ.
બે શાહો, બે લશ્કર લડાયક તમામ,
ફર્યાં પાછાં પોતાની છાવણી મુકામ.
થઈ રાત કાળીથી અરધી પસાર.
ફલક ફર્યું [2]ફરતા ગોળા પર જેવાર.
બાંધ્યો તુરકી સરદારે સામન મુદામ,
દીધાં ટોપ બખ્તર સેપાહને તમામ.
ફર્માવ્યું કે મુખડા ઊપર દસ હઝાર,
રહે ત્યાર બખ્તર કોલાહના સવાર. ૨૪૭૦
અગર જો કરૂ હું પસાર આય આબ,
કહે એમ લશ્કરને અફ્રાસેયાબ.
થજો એક પુઠે એક તમેબી પસાર,
ન કરતા જયહુન, રાત, દીનનો, શુમાર.
સિયાહ રાતે સંગ ફ્ઓજ અફ્રાસેયાબ,
થયો પાર [3]આમુયથી ઓળંગી આબ.
ઉગટ રાહે, ને મુલ્કની સારી રાહ,
સરાપર્દા, તંબુ, હતા બેસેપાહ.
ઊઠાવ્યું જો કોહથી સુફેદીએ સર,
સેપાહ જોઈ ન મયદાં, તલાયાએ ગર.
આવ્યો ખુશ ખબરથી શહનશાહની પાસ,
કે આં જંગથી શાહ ગયો નાસી ખાસ.
જોઇયેચ સરાપર્દા, ને તંબુ, તમામ,
નથી સ્વાર દુશમનને કોઇ તે મુકામ.

૧–કૃતકા નક્ષત્ર. ૨–આં ફરતી દુન્યાં પર, ૩–આમુયના મયદાનથી.

સુની ખુસરૂ દોડી, પડયો ખાક પર,
સેતાયશ કીધી દાદારે પાક પર.
ને બોલ્યો કે અય નુરમંદ કીદેગાર!
જહાંદાર, દાદાર, પર્વરદેગાર!
દીધાં તેંજ બળ, રાજ્ય, ખોરેહ, ઝગર,
કીધાં અંધ શત્રુના જાંનો જીગર. ૨૪૭૧
સીતમગરને ગેતીથી દૂર રાખજે,
સદા ડરથી દુઃખ્યો ઝરૂર રાખજે.
ધરી ખુરશીદે ઢાલ ઝરરીન અગર,
ધર્યો રાતે પરદો ફીરૂઝાનો સર.
શહા બેઠો તખ્તે હાથીદાંત પર,
દીલઅફરોઝ ધર્યું પેલું તાજ સર.
સીફત કરતા આવ્યા તે પાસે સેપાહ,
કે રેહેજો અમર લાયકે તખ્તગાહ.
બની ગંજે, હાજત વગરની સેપાહ,
ગયો છે જે રહી ફઓજનો ચીની શાહ.
બોલ્યા સઉ કે એટલોજ છે ગમ ખસુસ,
કે નાઠો તે લઈ ફઓજ, કર્નાયો, [1]કુસ.
દીલેરોના હાથે સિયાહ રાતે ગર,
ગયો છે જો છટકી એવો નામવર.
કહે તેઓને એંમ ચાલાક શાહ,
કે અય નાંમદારો ઇરાની સેપાહ!
મુવેલો ભલો, શાહનો શત્રુ જો કોઇ,
ભલું, નાસે જંગથી દુઃખોબી તે જોઇ.
દીધો દાવરે મર્તબો આં મુદામ,
મોટઈ, તાજ, અને શહનશાહી, તમામ. ૨૪૭૨

૧ નગારાં.

તો ગેતીમાં તેની સેતાયશ કરો,
દીવસ રાત તેની નેયાયશ કરો.

કરે છે તે ચાહે છે તો ઊંધું બખ્ત,
બેસાડે છે એક બેહુંનરનેબી તખ્ત.

એપર સ્વાલ, હીલચાલ, થઇ ના શકે,
તેના હુકમ સામે ન બંદો ટકે.

રહીશ જંગે મયદાંન હું પાંચ રોઝ,
છે હોર્મઝદ રોઝ છઠ્ઠે ગેતીફીરોઝ.

ચલાવીશું સાતમે દી હયાંથી સેપાહ,
કીનો તે વધારનારો, હું કીનેખાહ.

પછી પાંચ દહાડામા તે જંગગાહ-
થી, શોધ્યા મુવેલા ઇરાની સેપાહ.

ધોયા મટ્ટીથી તે ઇરાંની તમામ,
કીધાં લાશો લાયકના દોખ્માં મુદામ.

## કયકાઉસની દરબારે કયખુસરૂની ફતેહ-મંદીનું નામું.



ફર્માંવ્યું જેથી તેની પાસે [1]દબીર,
ગયો કાગઝો, કસ્તુરી, લઇ અબીર.

લખ્યું નામુંબી શાહા કાઉસ ઉપર,
હકીકત લડઇગાહની લાયક અગર.

૧—મુન્શી.

શુરૂ કીધી નામાની, સીફતે ખુદાય,
છે લાયક સીફત, આપણો રહનુમાય. ૨૪૭૩

બીજી વાત તું મારો શાહે જહાન,
પિદર સમ કરેચ મારા જીવની પિછાન.

મોટઇ જેની રેહેજો કોહો સમ અમર,
થજો તેના શત્રુના ઝખ્મી જીગર.

પુગો ઈરાંથી જઈ [1]કૂરબ રેતી પાસ,
કીધી જંગ ત્રણ ભારી, ત્રણ રાત ખાસ.

સવારોની સંખ્યાબી અફ્રાસેયાબ-
ની, જોઇ હશે દાંનાએબી ન ખાબ.

કે ત્રણસો કપાયલાં સરે નામદાર,
રવાંના કીધાં જે તું પર શહરયાર.

કુટુંબ, ખેશીઓ, બીરાદરબી, તેના,
ને પ્યારા અમીરો, પીસરબી તેના.

બસો નાંમદારો છે બાંધેલા છેક,
જે છે જંગમા સો સિંહો સમ દરેક.

થઇ જંગ મયદાંને ખાર્ઝમ અગર,
ફલક આફ્રીં કહે એવી જંગ પર.
તે નાઠઠો, અમે તેની પુઠે નિદાન,
ગયા છીયે, જોઇયે ફરેચ કેમ જહાન.

કીધી મોહોર કસ્તુરીની નામા પર,
પછી સુક્કી રેતીથી કીધી [2]ગુઝર. ૨૪૭૪

કહયું ધંન્ય હોજો આં મયદાંને જંગ!
સદા નેંક બખ્તી રહો જેની સંગ!
હવે ફર્યો જંગથી જો અફ્રાસેયાબ,
ઓળંગ્યું પવન તેઝ સમ તુર્ત આબ.

૧-કૂરબ નદીના કીનારાએ. ૨-યાને સુકી રેતી પાર કરી ગયો.

સેપાહ આવી ફઓજે ફરાખાન પાસ,
કહયું સઉએ જોયલું લડાઇમાં ખાસ.

રડયો તુર્કીઓનો શાહા ત્યાં ઝબર,
ને જીવતા તેના તુષ્મના જે અગર.

અતીશે તેના વાહળાં ફરઝંદો કાજ,
કુતુંબીઓ, ખેશીઓ, પયવંદો, કાજ.

ઉઠયો શોર એવો કે વાદળ ઝબુન,
ગોયા પાડતું [1]સિંહની આંખોથી ખુન.

પડયો ઢીલ કરી તે બોખારાની મેર,
ને ચાહતો કે ઉતરે લડાઇમાં શેર.

પછી અંજુમનમા હતા જેઓ ખાસ,
બુઝર્ગો, અતી દાંનાઓ, તેર્યા પાસ.

થયું અંજુમન ભેગુંબી મોભાઃર,
હતા ફઓજમાં જે સલાહના દેનાર.

ઝબાંબી તેઓએ ખોલી શાહા પાસ,
હતા જે લડાઇથી લાચાર ખાસ. ૨૪૭૫

કે જે કોઈ હતા ફઓજમાં અકલવર,
ગયા તે, જેથી દુઃખી આપણાં જીગર.

નથી સોમાથી વીસ બાકી રહયા,
રડવું જોઇયે, તે પર જે માર્યા ગયા.

હવે દીલથી ગંજોની, ફરઝંદોની,
ઘટે છોડવી આસ [2]પયવંદોની.

લડાઈ પેલી તર્ફ જયહુન કીનાર,
કીધી, જેમ ફરમાવી તે શહરયાર.

શું આવી પડયું નાંદાનીથી અપાર?
તું જાણેચ, તું શાહ છે, અમો તાબેદાર.

20 ૧-ધાને સિંહ જેવા અક્રાસ્યાબની. ૨-કુટુંબીઓની.

ધરે રોશની શાહના ખ્યાલો જો ખાસ,
ચલાવે સેપાહ હયાંથી તે [1]ચાંચ પાસ.
આવે કીનો લેવાને ખુસરૂ જેવાર,
તો કરવી સેપાહ ત્યાર જોઇયે તેવાર.
જો થાય શાહા આધીન આ કામે ગર,
તો છોડવું ઘટે ગુલઝરીયુન શાહર.
ઉતારો કરે બેહેશ્તગંગે મુદામ,
છે લડવા, ને રેહવાને, લાયક મુકામ.
થયા એક મત સર્વ કોઈ એ ઉપર,
ન ઝાહેર કીધો ખ્યાલ કોઇયે દીગર. ૨૪૭૬
ગયા ત્યાંથી સઉ કોઈ ગુલઝરરયુન,
ભરી આંખે આંસુ, દીલે ભર્યું ખુન.
ત ગુલઝર્યુંને તુર્કી શાહ ત્રણ દીવસ,
રચો ચએંને લઈ બાઝ, શકરાઓ, બસ.
પુગો ત્યાંથી જઇ બેહેશ્તગંગે મુદામ,
ન થોભતો ઘણીવાર કોઈબી મુકામ.
હતો બેહેશ્ત જેવો મહલ તે યકીન,
ગોયા ખાક કસ્તુરી, ઈંટો ઝરીન.
તે જગ્યે ખુશી, ચએંનથી, તે રહયો,
નચિન્તાઈ સંગ જાણે જોડઈ ગયો.
હરેક ગમથી લશકર બોલાવ્યું ઝબર,
બુઝર્ગો, ને ગરદનકશો, નામેવર.
શરાબો, ચમન, ચંગ, સરોદે [2]રોબાબ,
ફુલો, જાંમ, મહફીલે અફ્રાસેયાબ.
પીતો રાત દીન સર્દારો સંગ શરાબ,
મોકલ્યા ચારે તર્ફ જાસુસ શીતાબ.

૧–ચાંચ શેહેર. ૨–એક જાતનું વાજીંત્ર.

હતું એમ, હવે કેમ ફરે છે જહાન?
હતો ભેદ શુ? એવાં ખુલ્લાં મેયાન?



## કયખુસરનુ અફ્રાસિયાબની પછાડી જવું અને બીજી મર્તબે એકમેક સાથ લડાઈ કરવી.

ગયો જયારે કયખુસરૂ ઓળંગી આબ,
કીધાં દૂર ખાવું, ને આરામ, ખાબ. ૨૪૭૭
સેપાહબી નદી ગઇ ઓળંગી તમામ,
હરેક પર મોકલ્યા દોઆના કલામ.
અમો આવ્યાથી કોઇ ન રહે ધાકથી,
દોઆ માંગે અમ કાજ રબ પાકથી.
દીધું રકોને, ગંજ બુલંદથી બધુ,
હતા શાહથી ખુશ, તેને દીધું વધુ.
પછી આવ્યો મુલ્કે સુબદ દરમેયાન,
દીઠું શહર નવું, જયાં ઘુવડના મકાન.
કીધો ગંજ બક્ષીશ બહુ શેહેરે આય,
તે ચાહતો કે કોઇ ચીઝે આબાદ થાય.
મુકામ કરતો જયાં, ત્યાં પનાહમાં સવાર,
હતા આવતા નઝદીકે શહરયાર.
પછી શાહને આવી ખબર એ શીતાબ,
સેપાહની, તથા કામે અફરાસેયાબ.

કે આવ્યો છે [1]કાકુલહ જો તેની પાસ,
સેપાહ છુટ્ટા ચિત્તા જેવી લઇને ખાસ.
કીના દુઃખ ભર્યો, તુખમથી છે તૂર,
લડઈનોજ શોધે છે દહાડો ઝરૂર.
મોકલ્યા છે બાહદુરો કંઈ ચાંચ પાસ,
લેવા કુલ ઈરાંના તખ્ત તાજ ખાસ. ૨૪૭૮

કે લશકર બેયાબાનમાં બહુ બુઝોર્ગ,
મોકલ્યું છે, સરદાર જેનો [2]તુવોર્ગ.
છે સૌ કોઇયે ઝાહેર કીધી જંગે શાહ,
કરે નામદારોની બંદ જેથી રાહ.
ગણી વાત શાહ ખુસરૂએ તુચ્છ અતી,
અકલ જેની હર ખ્યાલે સર્દાર હતી.
સેપાહ બર્દથી, [3]અર્દબીલથી મુદામ–
આવી, જેને ફર્માવ્યું ટોળાં તમામ.
આવે થઇ, ને તે સાંમેથી ચાલી જાય,
અમીર, દાંના, સર્દારોની, ગંતી થાય.
ગયા તે, વડો જેનો ગોસ્તહમ હતો,
જે સિંહોની જંગે ન ગમગીં થતો.
કહયું નીમરૂઝની સેપાહ બેદીરંગ,
કે જાય [4]પહલવાંસુઝ રૂસ્તની સંગ.
કહયું સાંઢણીની ઉપર તેઓ મસ્ત,
કે બેસી દોડાવે ઘોડા લઇને દસ્ત.
તુરત બંધે લશકર તે બદ બખ્ત પર,
શબીખુન મારે એકાએક ઝબર.
ગયા તાજની શોભા, બે જણુ નિદાન,
તરફ ચાંચની એક, એક બેયાબાન. ૨૪૭૯

૧-નામનો પાદશાહ ૨-નામનો સરદાર ૩-શેહેરોના નામ ૪-પહલવાંનોને બાળનારો.

કીધો યુધ્ધમાં શાહે એક માહ મુકામ,
થયું સુગદ કુલ શાહને ચાહતું તમામ.
દીરમ દઇ કીધી આસુદી ફઓજ સખ્ત,
રહયો જોતો કીર્તિ લડાઇનો વખ્ત.
હતા જે કોઇ કે લડાયક તમામ,
ને જાણીતા, કીલ્લાઓ ઘેરવાને કામ.
કરી ભેગા લીધા પોતા સાથ અગર,
અને ડર ભર્યાં કીધાં શત્રુના સર.
[1]ઉઠાવી પછી ત્યાંથી ગરદન મગર,
તઇયારી કરી જંગે બાંધી કમર.
સેપાહ લીધી સુગદ કશાંની મુદામ,
રહી ગેતી તાઅજ્જુબી અંદર તમામ.
ખબર તુર્કોને થઈ કે લાવ્યો સેપાહ,
જહાંજોય કયખુસરો થઇ કીનેખાહ.
ભરાયા જેથી કીલ્લામાં તે તમામ,
બની જોશ, ચર્ચા, ભરી જગ મુદામ.
કહયું [2]શાહે લશ્કરની પાસે તમામ,
જો આજે થયું છે જુદીજ રીતે કામ.
જે કોઇ તુર્કીથી તાબે ફરમાન થાય,
લડાઈથી હાલમાં પશેમાન થાય. ૨૪૮૦
ન લડતા, કે ના ખુન કરતા ઝબર,
બુરી રાહ ન કોઈને દેખાડતા મગર.
સેપાહ લઇ કોઇ જંગ શોધે મગર,
ન આવે કીના ભર્યું દીલ રાહા પર.
તો છે લોહી રેડવું તે વખ્તે હલાલ,
હરેક જગે લડવું, અને પાયમાલ.

૧–ખુસરૂએ. ૨–ખુસરૂએ.

ઊઠયા શોર ઇરાં સેપાહથી ઝબર,
જુંકી ગરદનો શાહના ફરમાન પર.
કીધા કીલ્લા ગમ બાહદ્દરોએ ચહર,
જતો કીલ્લામાં જો એક્ક નામવર.
તો કીલ્લાની દીવારો ટુટતી તમામ,
ન રેહેતો તે કીલ્લો કે રેહેવા મુકામ.
શું બાંદીઓ, ઢારો, અને શું ગુલામ,
ન રેહેતી ભલી ભુંડી ચીઝો તમામ.
એવી રીતે ફરસંગ સો તે ગયા,
ન જંગલ, ન પાહાડો, ન કીલ્લા રહયા.
સેપાહ લાવ્યો ગુરઝરરચુન પાસ ખાસ,
તો લઇ ભોમિયાને ફર્યો આસપાસ.
જોઇ બાહારનો બાગ ગેતી ઝબર,
ખીણો, મયેદાં, કોહ, ને ઝમીં, લીલી તર. ૨૪૮૧
શિકારે ભર્યા કોહ, ને વનમાં દરખ્ત,
હતો દેશ લાયક, શખસ નેંક બખ્ત.
મોકલ્યા તલાયાઓને જાણકાર,
કે થાય છુપાં કામોથી વાકેફગાર.
ને તંબુબી તે પાદશાહનો જવાન,
કે ખેંચ્યો નદી વેહેતી પાસે નિદાન.
તો બેઠો શહનશાહ સુંનેરી તે તખ્ત,
પોતે, નામદારો, અને શાહપરસ્ત.
કીધી રાતથી બઝમ દીન તક મુદામ,
સિયાહ ખાકથી મુરદાં ઊઠ્યાં તમામ.
કે ગંગમા પેલી તર્ફ અફ્રાસેયાબ,
શું રોશન દીવસના, કે શું વખ્તે ખાબ.

કહયું એમ લડાયક હતા જેઓ ખાસ,
બુઝર્ગો, ને બીસ્યારો, હોશીયારો, પાસ.
આવ્યો હાલ શત્રુ જો માંથાની પાસ,
શકે રેહેવું ગંગમા બની કેમ ખાસ ?
તો કુલ બોલનારોએ ખોલી ઝબાન,
હવે આવ્યો દુશમન જો પાસે નિદાન.
સિવા જંગ ન જોતા અમે બીજુ કોઈ,
કર્યે ખ્વારી કાં, આંપણી જાણી જોઇ. ૨૪૮૨
ઉઠ્યા એમ બોલી તેઓ તેની પાસ,
કીધી રાત ભર જંગ તઇયારી ખાસ.
કે બાંમદાદે મુરઘાની બાંગોને વખ્ત,
થયા શોર દરગાહ નગારાંના સખ્ત.
પડી ફ્રઓજ મયેદાંન, છોડીને ગંગ,
બની રાહા મચ્છર કીડીઓની તંગ.
આવ્યા પાસે ગુલઝરરયુંનની નિદાન,
ઝમીં ત્યાંની થઈ કોહે બીસ્તુન સમાન.
સેપાહ આવી ત્રણ રાત, દી ત્રણ નિદાન,
થઇ પુર જંગ, શોરો, કુસે, જહાન.
તેઓ સાત ફ્રરસંગ ફેલાયા જતા,
સેપાહ તીડ, કીડીથી, ઝયાદા હતા.
દીવસ ચોથે ખેંચી સિપાહોએ સફ,
પુગી ગર્મી દર્યાથી ખુરશીદ તરફ.
હતો જમણી ગમ [1]જે,હને શહરયાર,
થતો નેંઝો ખુરશીદથી જેનો પાર.
હતા [2]કલ્બ, સરદારો અફરાસેયાબ,
ને દાંના સવારો દીલેરો શીતાબ.

૧—અફરાસયાબનો બેટો જેહન. ૨—સેપાહની વચ્ચે,

હતો ડાભી ગમ શેર જંગી તુવોર્ગ,
લડાયેકો, સરદારો, સાથે બુઝોર્ગ. ૨૪૮૩

ને પાછળ ઉભો ગર્સીવઝ કીનેખાહ,
કે દુશમનથી રાખે સેપાહ પર નેગાહ.

ને આં તર્ફ કયખુસરૂબી કલ્બગાહ-
થી, કરતો કોહો સમ સેપાની પનાહ.

શું ગોદર્ઝ, નવદરની બુન્યાદ તુસ,
તુખમ નેંક બુઝાં, [૧]મનુશાં, ખસુસ.

શું મીલાદી ગુરગીં, શું ગોસ્તેહમ શેર,
હુજીર, ને બહાદુર, શીદુશ, દીલેર.

ફરાબોર્ઝ કાઉસ સીધા હાથ પર,
ઉભો ફ્રુઓજ લઇ, એક તન એક જીગર.

મનુચેહેર ઉભો ડાભી ગમથી શીતાબ,
હતો જેને જંગે દીલેરોની તાબ.

હતો ગેવે ગોદર્ઝ પીઠે સેપાહ,
મદદગાર, ને હર મુલકની પનાહ.

ઝમીં, કોહ પોલાદી થઇ મેખે નાલ,
થયું મયદાં દરિયો, બની નાલ લાલ.

જમ્યા વાદળાં ગર્દે લશ્કરથી સર,
નગારાંથી પત્થરના ઝખ્મી જીગર.

ઝમીં દુંજી વાદળ સિયાહ સમ અતી,
ગો લશકરનો બોજો ન ખમતી હતી. ૨૪૮૪

હવા થઇ ગોયા [૨]ચાદરે આબનુસ,
સિતારાઓ ગમગીં થયા [૩]શોરે કુસ.
ભર્યું મયદાં સર, મગ્ઝ, હાથો, પગો,
ખચિતજ ઝમીંને ન રહી કોઇ જગો.

૧—એ નામના પહલવાનો. ૨—સીસમનો રંગ. ૩—નગારાંના શોરથી.

ઘોડા નાલોથી ઝખ્મી મુરદાંના સર,
ભર્યું મયેદાં પગ, હાથ, સર, તનથી ગર.

બેઠા મસ્લતે હાંના નર એકગમ,
બની એકમત બેહુ સેપાહ એકદમ.

થોડીવાર લશ્કર જો એમજ અગર,
વધુ રેહેશે મયદાંને દુઃખ ફીને તર.

ન બાકી સવાર એક રેહેશે મગર,
નિંચે આવશે આંસમાબી ઝબર.

કુહાડીઓ પડતી કોલાહુ પર તમામ,
રવાંનોબી કરતાં બદનને સલામ.

એવી રીતે કયખુસરૂએ જંગ જોઇ,
ને ગેતી પોતે દીલ ઉપર તંગ જોઈ.

એકાંતે પુઠે ફ્ઓજની આવ્યો ખાસ,
અને માંગ્યો ઇન્સાફ દાવરની પાસ.

પરહેઝગારોની અકલથી અકલવર!
ઓ શાહોના શાહ ગેતીના દાદગર! ૨૪૮૫

તું જાણે ગુઝાર્યો ન મુજ પર સીતમ,
ગોયા ગાળે ભઠીમાં પોલાદ સમ.

તો ચાહુતો ન બનવા ફતેહમંદ જંગ,
ને કરવા તું યઝદાં ઊપર કામ તંગ.

એ કહી ખાક પર સર મસળ્યું નિદાન,
તેની ઝારીના શોરે થઈ પુર જહાન.

પવન તેજ વખ્તે નિકળ્યો જો સખ્ત,
તુટી ગઇ લીલી ડાળીઓબી દરખ્ત.

ઊઠી ગર્દ જેથી કરી જંગગાહુ,
પડી આંખો, મોહુ, પર તુરાંની સેપાહ.

તુરક પહલવાંનો પર આવી શીકસ્ત,
થયો એક ઝખમી, તો એક બંદ દસ્ત.
જે કોઇ કે જંગથી ફેરવતો જો સર,
ને અફ્રાસેયાબને થતી તે ખબર.
તેનું કાપતો ખંજરે સરથી તન,
સીવા ખાક રેતી હતુ ના કફન.
થયાં એમ સિયાહ જો ઝમીં, આસમાન,
તો પકડાયા બહુ તુરકીઓ દરમેયાન.
પડી રાત ચાદર જો કસ્તુરી રંગ-
લીધી ઓઢી, કે ના કરે કોઇ જંગ. ૨૪૮૬
બે શાહોએ મયદાંથી ખેંચી સેપાહ,
જો થઇ આંસમાથી ઝમીં તક સેયાહ.
કઢણ પાહાડનીથી નદી તક અતી,
સેપાહ ટોપ અને બખતરોની હતી.
સળગ્યો તે બે તર્ફ આતશ અપાર,
હરેક ગમથી પડયા તલાયાઓ બાહાર.
તઇયારી લડાઇની અફ્રાસેયાબ-
રહયો કરતો, કે જો નુરી આફ્તાબ-
ઉગી, કોહનો રોશન કરે તે ચહર,
કરે ગો ઝમીનને બદખ્શાં ગોહર.
તો લાવે તે જંગ ફ્રુઓજી અફસર તમામ,
ને મયદાંને મેળવે તે કીર્તિ ને નામ.
ખુદાનો હતો ખ્યાલ ન્યારો તમામ,
ટકે કોઇ ન સાંમો તેના ધાર્યાં કામ.
બની કાળો હબ્શી ચહર, રાત ખાસ,
આવ્યો કોઇ ગોસ્તેમથી શાહા પાસ.

કે ગેતીનો શાહ તું જીવો જાવેદાન !
ફર્યા છે ફતેહમંદ અમો શાદમાન !

જો નઝદીક પહલવાંને અફરાસેયાબ,
પુગા અંચિતા જઇ અમો, વખ્તે ખાબ. ૨૪૮૭

તેમાં કોઇ હતો ના તલાયો સવાર,
હતો એ વિષે કોઇને ના વિચાર.

જો સરદારો જાગ્યા તેઓમાં અગર,
તો ખેંચાઈ શમશીરો, ગુર્ઝો, ઝબર.

રહયો ના કરાખાં સિવા, થઈ સહુવાર,
રહયા ના ઘણાં મર્દ તેમણાં તેવાર.

ગયું મયેદાં સર વિનના તનથી ભરાઇ,
બિછાનું ઝમીન, ખાક ચાદર થઈ.

આવ્યો તુર્ત રૂસતમથી લઇને વધાઈ,
સવાર સાંઢણીનો જો બાંમદાદ થઈ.

કે સમજીચ અમે બેયાબાંમા ખબર,
ખબરથી તે આવ્યાચ દોડી ઝબર.

કે રૂસતમ દિવસ રાતને એક ગણી,
આવ્યો છે રાહા કાપી ઝડપી ઘણી.

મળ્યા સાથે એમ દીન ઉગ્યો અગર,
અને ખેંચ્યું ખુરશીદે આંસ્માને સર.

કમાં તહમતને જો ચઢાવીતી ખાસ,
મુકી સર કોલાહ, આવ્યો જો તેઓ પાસ.

છુટો તીર અવલ હાથ તેને નિદાન,
થયું જંગે તુરકોથી ખાલી મેદાન. ૨૪૮૮

ઘસે છે ઝમીને તુરાં કીનાવર,
તું શાહ પાસે આવશે કદી તે ખબર.

સેપાહથી થયા શોરબી શાદમાન,
જે પર કરતો તુરકીઓનો શાહ કાન.

વફાદાર શાહના હતા જેબી યાર—
તુરકમાં, કહયું તેને બનવા સવાર.

સવાર એક આવ્યો તેવાંમા શીતાબ,
પુકાર કરતો નઝદીકે અફરાસીયાબ.

સેપાહથી બચીને કરાખાન ખાસ,
કે લઇ સાઠાઠ મર્દોને આવ્યો છે પાસ.

કીધુંચ મોંહ સેપાહે, :તુરાં ગમ શીતાબ,
નદીનું ગયુંચ જેથી ઢંકાઇ આબ.

સલાહકારોથી શાહા બોલ્યો તે વખ્ત,
લડાઇનું આવી પડયુંચ કામ સખ્ત.

તહમતન કદી લેશે જો તખ્તગાહ,
કદાચે થશે આપણી બંદ રાહ.

હશે જાંણુતો, આપણે છે અજાંણ,
ગમો, રંજે, ખુસરૂથી છઇયે હેરાણ.

કર્યે ગોયા આતીશ શબીખુન ઝબર,
કર્યે ખુને, ધર્તિને જયહુન ઝબર. ૨૪૮૯

આવી ખુસરૂ, બે ભાગબી ફ્ઓજ ગર—
ન જોશે, સિવા [1]બાંમ દીવારે શહર.

સેપાહ સારીએ જોયો ઠીક એ વિચાર,
અકલમંદ મર્દોએ, રાહના દેનાર.

રેહવા દીધો અસબાબ કુલ ત્યાં અથાગ,
ચલાવી સેપાહ ગોયા મયેદાંથી આગ.

શીતાબ આવ્યો કાસીદ, થઈ જંગગાહ,
કે થઈ છે હવા કાળી ગર્દે સેપાહ.

૧—અગાસી.

ને જોઇ ખાલી તુરકીથી ગેતી ઝબર,
લાવ્યો ફ્રઓજના શાહ કણે તે ખબર.
છે મયદાં સરાપર્દા, તંબુથી, પુર,
ન તંબુમા છે કોઇ તેમાનો ઝરૂર.
જાણ્યું ખુસરૂએ [૧]ચીની સરદાર આંય,
કવખ્તે ગયો જંગ મયદાંથી કાંય ?
કે ગોસ્તહમ, ને રૂસતમથી પાંમી ખબર,
અને તે ખબરથી છે દોડયો ઝબર.
દોડાવ્યો તુરત તેંણે કાસીદ ખાસ,
મોકલ્યો ઝડપથી તહમતનની પાસ.
કે ફ્રયોંચ એવી રીતે અફ્રરાસેયાબં,
ખચિત લડવા દોડયો છે તુંથી શીતાબ. ૨૪૯૦
તો ગોઠવી સેપાહ રેહેજે બેદાર બસ,
તિરો, ભાથરા, સંગ રાતો દીવસ.
હતો દાંના કાસીદ લાયક ઘણો,
જે જાણુતોતો માંરગ ઉગટ રાહ તણો.
ગયો તે, ને આવ્યો જો રૂસ્તમની પાસ,
કમર તંગ દીઠો શેર દીલ જંગી ખાસ.
હતા ગુર્ઝો બાંધે સેપાહની નિદાન,
હતા સઉના આવાઝે શત્રુ પર કાન.
કહયો તેંહમતનને જે પેગામ હતો,
જે પેગામમા તેનો [૨]આરામ હતો.
પેલી તર્ફ કયખુસરૂબી કીનાવર,
નચિંન્તાઇથી બેઠો ખટપટ વગર.
હતું જે, દીધું તે સેપાહને તે વખ્ત,
શું તંબુ, સરાપર્દા, ને તાજે તખ્ત.

૧–અફ્રરાસ્યાબ. ૨–યાને સલામતી.

ધુંદી લાશો ઇરાંનીઓની તદન,
દીધાં લોહી, માટીથી, ધોઇ કફન.
અસલ રીતે મુરદાંના દોખ્મામાં કીધાં,
ખુનો ખાકે જંગથી જો ઊંચકી લીધાં.
કીધી ફઓજ, સાંમાન લાધી સવાર,
દોડાવી શહે તુરાં પુઠે તેવાર. ૨૪૯૧
આવ્યો શેહેર પાસે જો અફરાસેયાબ,
વિચાર્યું કે રૂસતમ હશે કરતો ખાબ.
શબીખુન કરશ હું તેના સર ઉપર,
ગરદ ફઓજના દીલની કાઢશ ઝબર.
મગર જોયા અંધારે ફરતા સવાર,
ને ઘોડાના મયદાં સમજ્યા પુકાર.
તો રૂસતમના કામે અજબ થઇ ગયો,
ચલાવતો ઘોડો, અંદેશે પુર થયો.
વિંખ્રાઇ, ને થાકી, તેની ફઓજ હતી,
ગોયા પ્યારા જીવથી ને લડતી અતી.
લડાયેક રૂસતમ છે સાંમે અગર,
પુઠે જંગી સ્વારોનો [૧]શાહ છે મગર.
નઝીક જે હતા કોઇ તેને તેડ્યા પાસ,
કીધી દીલના અંદેશાની વાતો ખાસ.
પુછયું શું જુઓ છો એનો ચારો ખાસ?
તો કોઇ બોલ્યો નામી, તે નામીની પાસ.
કે છે બેહેશ્તગંગે જો કુલ ગંજે શાહ,
તો કાં જોઇયે એવી હવે રંજે રાહ?
[૨]ઝમીં આઠ ફરસંગ લંબાઇ છે,
તથા ચાર ફરસંગ પોહોળાઇ છે. ૨૪૯૨

૧-કયખુસરો. ૨-યાને બેહેસ્ત ગંગની ઝમીન.

ઝનો, બચ્ચાં, માણુસ, ને એટલી સેપાહ,
તુને ગંજ છે, શત્રુને રંજે રાહ.

ન ઉડતું કીલા પર તે પક્ષી ઓકાબ,
ઉંચઈ તેની એવી, ન કોઈ જોશે ખાબ.

ત્યાં ખોરાક, મેહેલો, છે ગંજો, કોલાહ,
છે મોંટઈ, હકુમત, ને તખ્તો સેપાહ.

ખરેજ છે બહેશત જો તે જગ્યાનું નામ,
જ્યાં છે સઘળે શાંન્તિ, ખુશી, ને આરામ.

સરોવર, ને ચશમાં, છે જગ્યાએ હુર,
ચારો તર્ફમાં, છેટે એક તીર પર.

લાવી કારીગર હીંન્દી રૂમી નિદાન,
કીધું શેહેર આબાદ જંન્નત સમાન.

સફીલથી તે ફરસંગ વીસમાં મગર,
છે મયદાંને કોણ, તે પડે છે નઝર?

છે બસ જંગ કરવી તને આં જહાન,
તો જો કે ન કોઈ ગેતીમા જાવેદાન.

## અફરાસિયાબનું બેહેશત ગંગમાં પનાહ પકડવું અને ફગપુરચીની પાસેથી મદદ માંગવી.

સુની વાત શાહે તેની એ અગર,
તો ખુશ લાગી, ગેતીથી બન્યો નિડર.

ને આવ્યો દીલે શાદ થઇ બેહુશ્તગંગ,
કે લઇ ફઓજી હથ્યારો, અસ્બાબે જંગ. ૨૪૯૩

ફર્યો શેહેરની આજુબાજુ નિદાન,
જગા જોઇ એક હાથબી ના વિરાન.

હતો મેહેલ, હવામા હતું જેનું સર,
હુકમ તે ચલાવનારા શાહનો ઝબર.

ભરી મેહેલમાં આવી દરબારબી,
સેપાહને દીરંમ દીધાં દીનારબી.

સેપાહ મોકળી હર ભાગલો દરમેયાન,
હરેક મુલ્કના સરદારો નિગેહબાન.

સફીલની હરેક બાજુએ ચોકીબાન,
હતા ચોકીએ રાત દી પાસબાન.

હતા જમણે સરદારો, મુબેદો, ખાસ,
તેડયો નામું લખનાર મુનશીને પાસ.

ને એક નામું નઝદીકે ફગફુરે ચીન,
લખાવ્યું ભરી જેમાં લાખ આફરીન.

કહયું એમ ઝમાનાની ગર્દીશે આય,
ન મુજ ફાળે આવ્યું લડાઇ સિવાય.
મેં પાળ્યો તેને, જેને મારવોતો બસ,
ફર્યો છે તેથી નેંક હવે મુજ દીવસ.

તું ફગફુરે ચીન આવે તો છે રવા,
જેની યારી માટે છે મુજ જીવ ઘહવા. ૨૪૯૪

જો પોતે ન આવે, તો મોકળે સેપાહ,
જે આં તર્ફ આવે બની કીનેખાહ.
તો કાસીદ જો, પાસેથી અક્રાસેયાબ,
કે આવી પુગો ચીનમાં વખ્તે ખાબ.

કહયું સમજેલુંબી, ને દીધો પયામ,
કીધી છુપી વાતોને ખુલ્લી તમામ.

દીધું ભારે સરફ્રાઝ ફગફુરે માન,
દીધું જુદું સણગારેલું એક મકાન.

હતી જેવી શાહોની રસ્મો ને રાહ,
હરેક ગમથી ખાકાને તેડી સેપાહ.

પેલી તર્ફ ગંગ અંદર અફ્રાસેયાબ,
તજી બેઠો આરામ, ખાવું, ને ખાબ.
સફીલે ઉભાં કીધાં [1]યંત્રો ધરી,
ને બુર્જોમાં લડવાની જગ્યા કરી.

ફર્માવ્યું, જેથી પત્થરો બહુ ઝબર,
કારાગીરો લાવ્યા સફીલો ઉપર.

બોલાવ્યા રૂમીઓ લડાયક ઝબર,
મુકી ફ્રઓજ કીલ્લાની દીવારો પર.

કીલ્લેબંદી કામોના કુલ કારીગર,
મુકયાં [2]મંજનીક, યંત્રો દીવાર પર. ૨૪૯૫

કમાનોબી ચર્ખી, ને ગેંડાની ઢાલ,
ભર્યા બુર્જો બખ્તર ને ટોપે ખુશાલ.

લોહારોની ટોળીઓને દીધું કામ,
જે પોલાદી હથ્યારે રોકઇ તમામ.
નેઝા ધર્યા લાંબા દીવારોમા ખાસ,
કે જે કોઇ કે આવે તે કીલ્લાની પાસ.

તો તેઝી તે નોંકોથી વિંધાઈ જાય,
યા કીલ્લાથી નાસી તેઓ દૂર થાય.

હરેક કામે હર કોઇને દીધી દાદ,
સેપાહને દીરમ દઈ ને કીધી આબાદ.

 ૧–પત્થરો ફેંકવાના સાંચા. ૨–કીલ્લો તોડવાના હથ્યાર.

તથા ટોપ, શમ્શીરો, પાખર, નિશાન,
શું ઢાલો ચીનાઈ, શું તીરો, કમાન.
સેપાહને કીધાં બખ્શીશો બેશુમાર,
લડાયકોને ખાસ તેમાં અપાર.
બેઠો પર્વારી [1]શાદીની બઝમગાહ,
પોતે, નામદારો, વફાદારે શાહ.
પરીચેહેરો સો રોઝ મોરચંગ લઈ,
ખુશી કરવા દરબારે આવતી થઈ.
દીવસ રાત મળતી જો મજલીસ ખુદ,
તો માંગતો શરાબ, તુર્કી સ્ત્રીના સરૂદ. ૨૪૯૬
ખઝાનો તે હર રોઝ કરતો ખોઆર,
ન આજે યા કાલેનો કરતા વિચાર.
જે બનવાનું બનશે, તે ગમ દીલ મહીં—
ન રાખવો ઘટે, થવું ગમગીં નહીં.
બે હફતા રહયો શાહ ઝીંદગી આબાદ,
જાણે કોણ? કાલે થશે કોણ શાદ?

## કયખુસરૂનું અફ્રાસિયાબની પછાડી ગંગદેઝમાં આવી પહોંચવું.

ત્રીજે હફતે આવ્યો જો કયખુસરૂ ગંગ,
સમજયા સરોદ વાંસળીના, ને ચંગ.

1—ખુશીની.

તે હસ્યો, ને ફર્યો, કીલા આસપાસ,
થયો દંગ ગેતીની ગરદીશે ખાસ.

અજબ થઇ ગયો જોઇ સુંદર મકાન,
ગોયા જોયું દીલખુશ ઊભું આંસમાન.

કહયું કેઝ બાંધ્યો હશે જેને ગર,
ન બાંધ્યો હશે જંગ માટે ઝબર.

મગર શાહે ઇરાંનનું ખુન કરી,
છુપાવા કીલે, આપણાંથી ડરી.

કહયું એમ રૂસતમને અય પહલવાન!
જો વાજબી જુએ તારૂ રોશન રવાન!

કે આપણાથી જગ દાવરે શું કીધું,
ફ-તેહ, ને ખુબી, જંગમા સઉ દીધું. ૨૪૯૭

હતો બુરો નામી બદીમાં ઝરૂર,
નં મુર્ખાઇ, ને જુઠ્ઠાઇ, ને તુંદીએ પૂર.

કીલામા છે આપણુથી નાસી મગર,
થયો છે ઝમાનાથી આસુદો તર.

ભુંડો, જગના ભુંડાઓથી સર થયોચ,
વધુ ભુંડો ઝઇફીની અંદર થયોચ.
કરૂ શુક્ર જેથી ખુદાના અગર,
તો સુવું ન જોઇયે મને રાત ભર.

ફતેહ, ને કુવતનો જે દેનાર છે,
મહો મેહેરનો પયેદા કરનાર છે.

હતો શેહેરની એક ગમ કોહ ઝબર,
હતું ફઓજી હુમ્લાથી જે બેફીકર.

નદી વેહતાં પાંણી તણી બીજી પાસ,
ખુશી જીવ થતો જેથી માણુસનો ખાસ.

સરાપર્દા ખેચ્યા તે મયદાંને ખાસ,
એકક ઊભો જંગી, કીલા ચારો પાસ.

પુગા ગોયા મચ્છીથી મહાતાબ પર,
નેઝાઓના છેડા, ને તંબુના સર.

જગા સાત ફરસંગ ફઓજે ધરી,
સલામ ઇરાંનીને ઝમીને કરી. ૨૪૯૮

માર્યો તંબુ રૂસતમેબી જંમણી પાસ,
સેપાહ ગેતીના શાહ કણે માંગી ખાસ.

ડાભી ગમ ફરીઓર્ઝે કાઊસ તુસ,
દીલ અફરોઝ લઈ ઝુંડો કર્નાયો કુસ.

ગયા, તેને ઠોકયા સરાપર્દા ત્યાં,
ત્રીજી ગમથી ગોદર્ઝનો બેટો જયાં.

પડી રાત ચોગમથી ઉઠ્યા પુકાર,
ઝમીં જંગના જોશે થઈ પુર અપાર.

ઊછળવાને લાગુ ઝમીનનું જીગર,
શું કરનાયો, કુસ, વાંસળીથી, ઝબર.

કીધો દુર અંધકાર સુર્યે ગગન,
ને ફાર્યું જો કસ્તુરી રંગ પયરાહન.

થયો ઘોડે શબરંગ અસ્વાર શાહ,
ફર્યો આવીને આસપાસે સેપાહ.

બોલ્યો એંમ રૂસતમે પીલતનની પાસ,
કે અયે સર્દારે અંજુમન નામી ખાસ!

ધરાઉ છું અફ્રાસ્યાબ માટે ગુમાન,
કે જોશે કદી સ્વપનેબી ના જહાન.

આવે મુવો, યા જીવતોબી, હાથ ગર,
જોશે શમશીરે હક પરસ્તીનું સર. ૨૪૯૯

હું ધારૂચ તે માટે સેપાહ ચારો પાસ-
થી આવશે, સતા ભારી છે જેની ખાસ.
તેના ડરથી બીહને મદદ કરશે તે,
ન કે કરશે કીનાથી, રૂરજીથી, જે.
અવલ કર્યે કોશીશ, જો લાવે સેપાહ,
અને કર્યે તેઓ ઊપર બંદ રાહ.
સફીલ તોડયે કીલ્લા તણી બેગુમાન,
નાંખ્યે માટી, પત્થર, નદી દરમેયાન.
ગયા દીન લશકર તણાં દુઃખના,
દીવસ દુઃખના તે થયા સુખના.
જો દૂશમન દીવારોની લે છે પનાહ,
તેની જંગો, કીને ન ડરતી સેપાહ.
છે આં શેહેરમાં તે ટુટે દીલ તદન,
જે બેશક હવે બનશે કાંટાનું વન.
કર્યેચ વાતો કાઊસની યાદ ખાસ,
તો લાવ્યેચ રવાંનોને ઇન્સાફ પાસ.
કહયુંચ, આં કીનો તો છે થડ, ડાળી, મ્યાન,
તેપર કાટ, માટી, ન વાળશે જહાન.
લીલાં પાનો છે, ગોયા કીનો શજર,
શાહી. કીને ડરતું ન મોતથી જીગર. ૨૫૦૦
ઊતરશે પિદરથી પિસર પર તે બસ,
ગુઝરશેબી જો છ હજાર એંમ વરસ.
જશે બાપ ચાલી, કીનો રેહેશે આય,
થશે બેટો આં દર્દનો રહનુંમાય.
બુઝર્ગોએ કીધી દોઆ તે ઊપર,
કડ્યો પાક દાનનો તેને તાજવાર.

થશે પુરો તુંથીજ આં કીને પિદર,
ન હોતું ખુશાળી, ને ફ-તેહ વગર.

## જેહનનું અફ્રાસિયાબનો પયગામ લઇ કયખુસરૂની નઝદીક આવવું.



આવ્યો બાહાર કોહથી સુરજ બીજે દીન,
ને મુકયો ચેરાગ આંસમાને ઝરીન.

આવ્યો બાહાર કીલ્લાથી ભારે પુકાર,
થયું શાહનું દીલ ફીકરમંદ બેશુમાર.

ખુલી દેઝનો દર તુરતનો ગયો,
છુપા ભેદનો ચેહેરો ખુલ્લો થયો.

જેહન આવ્યો કીલ્લાથી લઈ દસ સવાર,
અકલમંદ, બાહોશ, અને મોભાદાર.

ને છાવણીના દરવાઝા પાસે ગયો,
ઊભો બાહાર નામેવરો સંગ રહયો.

આવ્યો શાહ કણે તખ્તનો ચોબદાર,
કહયું, જેહન આવ્યો છે લઈ દસ સવાર. ૨૫૦૧

તો શાહ બેઠો હાથીના દાંતોને તખ્ત,
ધર્યું તાજ નુરમંદ માંથે તે વખ્ત.

પછી આવ્યો જંગી મનુશાંન ખાસ,
લાવ્યો દાંનાઈ ભર્યા જેહનને પાસ.

આવ્યો ખુસરૂની પાસે તે અકલવર,
તો આંખોના આંસુથી છુપ્યો [1]ચહર.

અજબ જંગી જેહન થયો બેશુમાર,
કોલાહ સરથી કાઢી મોટદંની તેવાર.

અને આવ્યો તેના બુલંદ તખ્ત પાસ,
નમનથી દોઆ તે ઉપર કીધી ખાસ.
કહયું એમ, અયે નામવર શાહ નિદાન!
સદા કરજે ખુબીથી આબાદ જેહાન.

ઝમીં, મુલ્ક, અમારા મુંબારક તને!
તારા શત્રુ દીલ આંખે ઝખ્મી બને!

રેહો શાહ યઝદાંપરસ્ત તું અમર,
સત્તાદાર અમારા મુલકની ઉપર.

ભલે આવ્યો! આમીન તખ્તેનશીંન!
છે સૌ વાતો નેકી ભરી તુજ યકીન.

કહું તુને પયગામે અફરાસેયાબ,
અગર તું શહા જો બને ના શીતાબ. ૨૫૦૨

જેહનથી જો શાહે સમજ્યું બયાન,
ફર્માવ્યું, જેથી ઝરની ખુરસી નિદાન.

મુકી દાંના નરની તે નિંચે મુદામ,
તો બેઠો, કહયો સઉ પિદરનો પયામ.
કહયું એમ શાહને, કે અફરાસેયાબ,
બેઠેલો છે આંખે ભરી પુર આબ.

પુગાડુંચ અવલ શાહ દોઆ હું ઘણી,
શાહે ફરમોજે તુરાં દુઃખી દીલ તણી.

કહયું છે, પનાહ રબ તણી, ને સેપાસ,
કે ફરઝંદે દરજો મેળવ્યો છે ખાસ.

[1] યાને શાહનો ચેહેરો.

સેપાહ ખેંચે છે, શાહી ભારી કરેચ,
ને ફરતાં ફલક પર સવારી કરેચ.
પીદર તર્ફથી છે શહા કયકોબાદ,
ધરાવે છે માદરથી તુરની ઓલાદ.
ઉંચું ગેતીના શાહોમાં તારૂ સર,
તુખમ તારૂ છે બુન્યાદે નામવર.
ઓકાબ તેઝ ઉડનારાં આકાશ પર,
ને પાણીના દર્યાના જંગી મગર.
એ સઉ નિગેહબાંનો તારાં તખ્તે છે,
દરંદાં, પશુ, ખુશ તારાં બખ્તે છે. ૨૫૦૩
છે બુઝરૂગો, તાજો, તખતના, તમામ,
આં ગેતીમાં છે સરવે તારા ગુલામ.
અજબ છું બુરા દેવના કામે આય,
કે ચાહતો ન તે મુજ પર હાંણી સિવાય.
એવી મુજ ભલાઈ, મહરબાંની, ખાસ,
છતાં ઢળ્યું કાં દીલ બુરાઇની પાસ?
કે મુજ હાથ પર બેટો કાઉસ શાહ,
જે સરદાર સ્યાવક્ષ, મુઓ બેગુનાહ.
એ વાતે છે દર્દી, ને ઝખ્મી, જીગર,
તરફ એક બેઠોચ ભુખ, ઊંઘ, વગર.
મેં માર્યો નથી, પણ દેવે નાસઝા-
કાઢી બ્હીક દીલથી, તો આવી કઝા.
હતો વખ્ત તેનો, થયું બ્હાંનુ મુજ,
ન હાંસેલ મારા હાથમાં તો કસુજ.
હવે તું છે દાંનાવ, શહરયાર છે,
પરહેઝગાર ઇન્સાંને માનનાર છે.

તું જો કેટલી હદ સુધી શેહેરો ઝરૂર,
મહલ, મયદાં, અયવાંનો, બાગોથી, પુર.
કીનો લેવામાં થઈ ગયાં છે ખરાબ,
બહાંનાથી સ્યાવક્ષ ને અફ્રાસેયાબ? ૨૫૦૪
ને જંગ, સ્વાર જંગીઓનીબી તદન!
મગર જેવાં બળના, ને હાથી બદન!
સિવા સિંહના ડાચાં, કફનબી ન ખાસ,
ન સરખી રહયાં તેઓના તનની પાસ.
ન રાહતનું વનમા રહયું એક સ્થાંન,
નથી મુલ્કમાં સિવા શેહેરે વિરાંન.
સિવા કીનો લેનારા શમ્શીરે તેઝ,
ન નામ આપણું રેહવાનું [૧]રસ્તખેઝ.
ન પડવાનું એ દાદગરને પસંદ,
ને અંતેતો વળ ખાશું જોઈ [૨]ગઝંદ.
જો ચાહે તું બેશક લડાઈ અગર,
ન પળ પાંમે કીનાથી રાહત જીગર.
તો ગેતીની ગરદીશે કર તું નઝર,
સિવા તે ન કોઇ દીલનો ઉસ્તાદ કર.
અમો છીયે કીલ્લે, તું મયદાં, મગર,
કીના, લોહી, ભર્યાં છે તુજ દીલ, સર.
ગણુંચ ગંગદેઝ હું [૩]બહીશ્તે બરીન,
જે આબાદ છે મારી ખેતી ઝમીન.
છે હયાં ગંજ મારો, ને હયાં મુજ સેપાહ,
છે હયાં મુજ નગીના, ને હયાં મુજ કોલાહ. ૨૫૦૫
જગા ખેતીની, ખાંણી પીણીનું ધામ,
લડાઇના સિંહોનુંબી એ મુકામ.

23 ૧–કયાંમત તલક. ૨–આફ્ત. ૩–બુલંદ બેહેસ્ત

ગયો તારો જોશ, અને ગર્મીનો વખ્ત,
ગુલાબ, લાલા, રંગરાગ, શાદીનો સખ્ત.
શિયાળો, ને ઠંડી આવી લાગાં પાસ,
અકડશે નેઝાઓ ઉપર હાથ ખાસ.
હું જાણુંચ કે વાદળ ભરાશે યકીન,
નદી બનશે આં મુજ મુલકની ઝમીન.
હરેક ગમથી આવશે, જો માંગશ સેપાહ,
ન ટકશે, સામે ગર્દીશં મેહેરો માહ.
જો ધારતો તું હોય કે લડાઇમાં હાલ,
તનેજ દેશે ફળ આં ઝમાનાની ચાલ.
ફલક ઉલટું ફરશે તે ખ્યાલે મગર,
ને ચાખશે તારી રંજનુ ફળ દીગર.
જો એમ કેહેતો હોય કે તુરાંની ને ચીન,
કરી ઝેર, પટકશ ફલકને, ઝમીન.
કરશ દૂર એઓને તેગે ઝબર,
તાબી શું થવશ કયેદ તુજ હાથ પર ?
ન ધારતો એવું, સખ્ત છે બનવું તેમ,
[1]ઘસાય ના તેને કોઈ ઘસી શકશે કેમ ? ૨૫૦૬
નબીરોબી છું શાહા ઝાદશમથી હું,
ફરીદુંની પીઠ, અવલાદે જમથી હું.
ખુદાઈ, ધરાઉંછું ડાહપણને, નુર,
સરોશ જેવું દીલ છે બશારતથી પુર.
વખત મારો જો તંગ આવશે જેવાર,
ન દીલ ચાહશે ઉસ્તાદી શીખો તેવાર.
કે હુકમે ખુદાવંદથી વખ્તે ખાબ,
થવશ દુર, સિતારાથી જેમ આફતાબ.

[1]-યાને હું અજીત છું મને કોણુ જીતશે.

ને કીમાંક દર્યો વટાવી જઇશ,
તને તાજ, અને મુલ્ક, સોંપી દઇશ.

થશે તારૂ ગંગદેઝ, આરામગાહ,
ન જોશે મને મારાં શેહેરો, સેપાહ.

દીવસ આવશે મુંજ કીનાનો જે વખ્ત,
સેપાહબી ગોઠવવાનો ઝઇફીમાં સખ્ત.

તો આવી કીનો લઇશ તું પર ખચીત,
હરેક તર્ફ ચાલુ કરશા મારી રીત.

મગર મઝથી કીનો તું દુર ધરે,
ને માયાથી જો મુલ્કને વશ કરે.

ખોલશ તાજે, ગંજો, કમરબંદનો, દર,
દીનારોના ગંજો, ને ગોંહર, ને ઝર. ૨૫૦૭

ઇરચથી જે લાવ્યો ફરીદુનનો તુર,
તે લઇ, યાદ કરતો ના કીનો ઝરૂર.

જોઇયે ચીન માચીન તો છે ઠીક તે,
તું લે સરવે, દીલને ગમે તારાં જે.

ખોરાસાં, ને મક્રાં, ઝમીં છે તું પાસ,
વધુ, ઓછું, લેશે ખુશી છું હું ખાસ.

હતો ગયેલો જે રાહે કાઊસ શાહ,
ત્યાં મોકલીશ, માંગશે તું જેટલી સેપાહ.
તવંગર કરશ હું સેપાહ તારી સખ્ત,
ને મોકળશ તું માટે ઝરી તાજ તખ્ત.
હરેક જંગમા હું થવશ તુંજ પનાહ,
હરેક અંજુમનમા ગણુશ તુને શાહ.

કહે તારી ઇચ્છા છે માગવાની શું?
શેવટ તારૂ આગળ, ને પાછળ જો તુ.

જો નસીહતથી મારી ફેરવવું છે સર,
ને તત્પર છે લડવા મમાવાથી ગર.
તો [1]તે પાછો ફરવે તઇયાર જંગ કર,
છું હાઝર હુંબી લડવા ગોયા બબર.



## અફરાસિયાબના પયગામનો કયખુસરૂએ વાળેલો જવાબ.

ચુકો સમજી વાતો જેહુનની જો શાહ,
કીધી હસ્તાં હસ્તાં તેના પર નેગાહ. ૨૫૦૮
કહયું જવાબમાં કે અરે નેંકનામ!
કે સમજી વિગતવાર વાતો તમામ.
પ્રથમ કીધી મુંજ પર તેં જે આફરીન,
તે આંમીન તુજ તખ્ત, તાજો, નગીન.
પુગાડીચ દોઆ તેં અફ્રાસ્યાબથી,
તું કહેચ તેના પાંપણુ છે પુર આબથી.
સમજયું, દોઆ તે તેનાજ તાજો તખ્ત–
ને હોજો, ને રેહેજો, ખુશી નેંકબખ્ત.
બીજું રબ શુકર તેંણે કીધા બુલંદ,
હું શાહ હક પરસ્તને તે પડયા પસંદ.
જે ગેતીના શાહોને છે દીલ પસંદ,
સંતોશી, ખુશી ભર્યા, ને ફત્તેહમંદ.

[1]—યાને જેહુન.

ખુદાએ દીધુંચ, જે કહયું તેં અગર,
જોડાજો અકલ એ હુંનરથી મગર.
ઘણી છે સરાગાતી વાનો તું પાસ,
નથી પાક યઝદાં પરસ્ત દીલે ખાસ.
તવંગર કોઇ અકલમાં છેક છે,
કે વાતોથી કામો તેના નેક છે.
ફરીદુન હતો ના સિતારો અગર,
ન આવ્યું સિયાહ ખાકથી જેનું સર. ૨૫૦૯
તું કહે છે ફલકથી સરસ છું મગર,
તેં ધોઈ શરમ એમ ચેહેરા ઊપર.
બન્યું તુજ દીલ જાદુનું મુળ તદન,
ઝબાંને છે તારી શોભાના સુખન.
ઝબાં ચાપલુસી, ને દીલ ખોટું ખાસ,
નથી શોભા દેતું નરો દાંના પાસ.
ન શાહ તેને ગણ, જેનો માર્યો પિદર,
નથી રહયાં સ્યાવક્ષના હાડકાં મગર.
અને મારી માંને તેં પર્દાથી રાહ-
મા ખેંચી, એવો તું થયો કીનાખાહ.
હું માંદરથી ના પયેદા થયલા ઉપર,
કેવી આગ કીનાની સળગાવી સર.
કે જે કોઈ હતા તારી દરગાહા પર,
કીધી હએફ તુજ જાંન ગુમરાહા પર.
એવું કોઇએ કીધું કદી ના જહાન,
શું મર્દાને મર્દો, શાહો, પહલવાન.
કે ઓરતને ટોળાંઓમાં ખેંચી લઈ,
ને સોંપે કસઈઓને સરદાર થઇ.

હમેલ પાડે બેટીના તોડી મુદામ,
કે જલ્લાદો ચાબુકો મારી તમામ. ૨૫૧૦

આવ્યો તેટલે પીરાં જો દાનાવ ત્યાં,
ને જોયું, ન જોયલું, કે સમજેલું જયાં.

હતું ચાહવું યઝદાંનું, કે હું તદન,
સર અફ્રાઝ થાઉ હરેક અંજુમન.

તુંથી દુર થયાં મુજ બલા ને ગઝંદ,
ભરમ મુજથી રાખ્તો ઝમાનો બુલંદ.

ને તે બાદ બાંધી લીધો મેં જનમ,
તો હલકી કીમતનાજ બાળકની સમ.

રવાંના કીધો મુજને ભરવાડો પાસ,
નરે સિંહોને દીધો ખોરાક ખાસ.

રખેવાળ ભેંસો, ને બકરીઓ દાઇ,
ન દહાડાની ભુખ, ઊંઘ રાતે ન કાંઈ.

એવી રીતે દહાડા થતા મુજ પસાર,
પીરાં લાવ્યો જંગલથી મુજને તેવાર.
લાવ્યો પાસે તારી, કીધી તેં નિગાહ,
ને જોયું છું લાગક હું તખ્તો કોલાહ.
તો સર ધાર્યું સ્યાવક્ષ માફક બદન-
થી કાપે, કે તનને મળેના કફન.
ઝબાં બંદ કીધી પાક યઝદાંએ મુંજ,
ઊભો ગુમ સુમ થઇને દરબારે તુંજ. ૨૫૧૧
મને બેહીંમત, મુર્ખ, જાણ્યો સહી,
ને બદ કામે કીધી શીતાબી નહી.

તું જો કે સિયાવક્ષે રાસ્તીથી ગર-
કીધું શું ? શું જોયો તેં તેથી [૧]ઝરર ?

૧—નેરલાબ.

પસંદ કીધી તારીજ પનાહ આં જહાંન,
કીધું નામદારોને લાયક નિદાંન.
તજી તારે કારણે તખ્તો કોલાહ—
આવ્યો, ને તુને ગણ્યો ગેતીનો શાહ.

રહયો સાચો તુંથી, તજી અંજુમન,
કે જાણે નહીં તું તેને બેવચન.
મગર તેની છાતી, કમર, જોઈ અજબ,
તથા તેની મર્દી, બુઝર્ગી, ને ઢબ.

ઊભર્યો જેથી તારો બુરો ખત્રાસ,
નિંચે નાખ્યો તે પાક દીલનાને ખાસ.
એવા તાજવરનું બુલંદ સર ખુશાલ,
કે કાપ્યું તેં ગોરફંદના માથાં માસાલ.

મનુચેહેરના વખ્તથી આજ દન,
રહયો તું કીનાખોર, ને પાપી તન.
પ્રથમથી થતું આવ્યું તુરથી ઝેયાન,
ધોયા [1]કર પિદરથી બદી દરમેયાન. ૨૫૧૮

પીસર પર પીસર એમ ઉતર્યું છે આજ,
ન ડાહપણની રાહ, કે ન દીંની રેવાજ.
તારો ભાઈ નેક ખસ્લતનો અથીરસ,
હતી જેની ખાહેશો નેકીની બસ.

કમર કીધી બે કટકા નિર્દય પણે,
ન ભઈથી બદી એમ કીધી કોઇ જણે.
માર્યો જાંનથી નવદરે તાજવર,
તુખમ શાહીથી શાહા જેનો પિદર.
તેને માર્યો, એવો રહયો તું બુરો,
તું બદ ઝાદ છે રાહે શયેતાં પુરો.

૧—હાથ.

ગણે કોઈ તારી બદીઓ અગર,
તો નિકળે ઝમાનાની ચાલે ઝબર.

મોકલ્યું તેં દોઝખ બદીનું શજર,
ગોયા તુમ્હે ઇન્સાં નથી તું મગર.

બીજું તેં કહયું, દેવ નાંપાકે ખાસ,
મારૂ મન, ને રાહ, ખેંચ્યાં દોઝખની પાસ.

એવીજ રીતે કેહતા તે ઝોહાક જમ,
બની ના ઉમીદ નેંકીથી તારી સમ.

કે ગુમરાહ કીધા અમને શયેતાંને છેક,
કીધા નેંકીથી હાથ કોતાહ દરેક. ૨૫૧૩

શું બદ વખ્ત આવ્યો તેઓનો નથી ?
સલાહકારોની વાતે, બદ તોખ,મથી ?

જે કોઇ કે રાસ્તીથી ફેરવે છે સર,
તેના કામો નિવડે છે ઊંધાં ઝબર.

શું જંગે પશંગ મુજની ભારે સેપાહ–
ને, પીરાંને કાપી હતી જંગગાહ.

કીચડ થઈ ઝમીં ખુને ગોદરઝેયાન,
વધ્યાં કેટલાં ઝયાંનોની ઉપર ઝેયાન.

હુમણુંબી આવ્યો, સંગ હુઝારો હુઝાર,
લડાઇને માટે તુરક લઇ સવાર.

સેપાહ ખેંચી આંમુયમાં કરવાને જંગ,
આવ્યો સાંમે મુજ તેઓમાંથી પશંગ.
મોકલ્યો તેં મુજ કાપવા સર નિદાન,
કરે તે પછી મુલ્ક મારો વિરાન.
થયો યાર મુજ ગેતીનો દાદગર,
થયું ઊંધું દુશમનના કીસમતનું સર.

હવે કહેચ મને કે તારાં બખ્તથી ?
છું રોશન દીલે ખુશ તારાં તખ્તથી ?

તો કેમ માનું એ વાત, કર તું નઝર ?
જો યાદ આવે છે કર્તુકો તુજ અગર ? ૨૫૧૪

હવેથી મને સિવા શમશીર તેઝ,
નથી કાંઈ કેહવું, સુધી [૧]રસ્તખેઝ.

કરશ હું કુશીશ, ઝોરે ગંજો સેપાહ–
થી, નેક બખ્તથી, ગર્દીશે મેહેરો માહ.

કરશ રબની હું બંદગી બેગુમાન,
ન માંગશ સિવા તે, રહાબર જહાન.

થશે સાફ ગેતી બદોથી મગર,
હું બાંધીશ કમર દાદ, બક્ષેશ પર.

કરશ જગ [૨]નવી દાદ બક્ષીશે ગર,
બદોથી કરશ [૩]બાગ કાંટા વગર.

મમાવાને કેહેજે, કહયા જે સખુન,
ન જો એવાં બાંના લડઈમાં ઝબુન.

કે પુખરાજનું તાજબી દીધું એક,
બે બાલી, ને સોંનાની સાંકળ દરેક.

---

 ૧–કયાંમત. ૨–આબાદ, ૩–દુન્યાં.

## કયખુસરૂનું ગંગદેઝ લેવું અને અફરાસિયાબનું નાસી જવું તથા રૂસતમના હાથ ઉપર જેહન અને ગરસીવઝનું પકડાવું.



ગયો તેજ વખ્તે જેહન બાપ પાસ,
કીધી એક પછી એક વાતોબી ખાસ.

થયો જવાબથી ગુસ્સે અફરાસેયાબ,
દીલે દર્દ ભર્યો, ને સર [1]પુર શીતાબ.

દીરમ, ગંજો, બક્ષેશ, સેપાહને કીધી,
ગોરઝ, ટોપ, શમશીરો, કોલાહ દીધી. ૨૫૧૫

સિયાહ રાતથી કે સુરજ આંસમાન,
થયો કોહ સફેદ હાથીની પીઠ સમાન.

સજી ત્યાં સુધી ફઓજ, અફરાસેયાબ,
કીધો એકબી તુર્ક સ્વારે ન ખાબ.

ઉઠ્યા ગંગથી જ્યારે આવાઝે [2]કુસ,
ઝમીં થઇ પોલાદી, ફલક [3]આબનુસ.

વિચારો ભલાનો, [4]શહા નામદાર,
થયો ઝીન ઉપર બાંમદાદે સવાર.

ને આવીને ફર્યો કીલા આસપાસ,
તથા જોયું કયાંથી થશે જંગ ખાસ.

કહ્યું તેંહમતનને તો ગો પાહાડ ખાસ,
સેપાહ સંગ ઊભો આવી કીલ્લાની પાસ.

૧-તેઝી ભરેલું. ૨-નગારાંના શોર. ૩-સીસમ જેવું કાળું. ૪-કયખુસરૂ.

બીજી ગમથી નવહર તણો ગોસ્તેહમ,
મુંબારક અકલ ગોદરજ ત્રીજી ગમ.

ફતેહમંદ ઉભો ચોથી ગમ શહરયાર,
નગારાં, ને હાથી, ને જંગી સવાર.

સેપાહ ઘટતી જગ્યાએ ગોઠવી કરી,
અને આવ્યો તે તખ્ત પાસે ફરી.

પછી શાહે લશકરને ફર્માવ્યું ખાસ,
ખોદે એક ખાઇ તે કોલ્લાની પાસ. ૨૫૧૬

તે કામે જેબી કોઈ હતા હોશીયાર,
કીલાની લડાઇ તણાં જાંણુકાર.

શું રૂમી, શું ચીની, કે શું હીંન્દીવાન,
લડાયક હરેક . તર્ફના પહલવાન.

તે સઉ, કીલ્લેબંદ શહરની આસપાસ,
ફરી વળ્યા, ને જોઈ યુકિતઓ ખાસ.

કીધી નેંઝા બે ઊંડી ખાઇબી ખાસ,
સેપાહને વિખેરી તેની આસપાસ.
જેથી કે સિયાહ રાતના બેખબર,
ન કોઇ લાવે હુમ્લો લડઇનો ઝબર.

બસો યંત્ર કીલ્લાઓ તોડવાના ખાસ,
દીધાં ગોઠવી જે કીલા આસપાસ.

ઉભા જણુ બસો લઇ કમાંનો ઝબર,
જો કીલ્લાની દીવારે શત્રુના સર–
જણાંતાં, કે યંત્રોથી પત્થર ઝબર,
કરાં સમ વરસતા તે સરની ઉપર.

ને યંત્રોની પાછળ રૂમીઓ મગર,
હતા લઇ કમાં, તંગ બાંધી કમર.

બસો હાથી ઉપર, કહે શાહા ખાસ,
લાવે સ્થંભો એંચી તે કીલ્લાની પાસ. ૨૫૧૭

ખોદી ખાઈ કીલ્લા તળે તે પળે,
ને ગોઠવ્યા સ્થંભો તે ખાઈ તળે.

ચોપડયું તે સ્થંભોએ [1]નફ્તા સિયાહ,
એવી રીતની યુક્તિઓ ફરમાવી શાહ.

એવા ચારાથી કીલ્લો કાયમ રહયો,
ઉભો પેલા સ્થંભોની ઉપર થયો.
તિરો યંત્રથી એક તરફ દેઅ પર,
મોંઢાં જંગીઓના થતાં ખુને તર.

નિંચે તેલ, સ્થંભો, સળગતાં ઝબર,
ગુરઝ પાહાડો છુંદનારા પડતા ઊપરં.

તઇયારી કીધી જંગની ચારો પાસ,
થવી જોઇયે જેમ જંગ કીલ્લાની ખાસ.

ફરી એ રહયો જો તે શાહે ઝમીન,
તો આવ્યો તે, સાંમે જહાંનઆફરીન.

સેપાહથી ગયો બંન્દગીને મુકામ,
[2]કહયો ભેદ ગેતીના રબને તમામ.

પડયો સાંપ સમ, કીના માટે ઝમીન,
કીધી દાદગરની ઊપર આફરીન.

છે તુંથીજ ટકેલાં ઝમીં આંસમાન,
મદદ છે તુંથીજ હર મુસીબત મેયાન ૨૫૧૮

અગર જુએ ઇન્સાફી મારો વિચાર,
ફેરવતો ન મયેદાંથી પગ મુજ લગાર.
ઊંધો તખ્તથી કર, [3]સરે જાદુગર,
મને રાખ નેંક બખ્ત ને ખુશ જીગર.

૧–સેલા રસનું તેલ. ૨–બંદગી કીધી. ૩–જાદુગરોના સરદારને.

ઉઠાવ્યું જો ચઝદાંની પાસેથી સર,
પેહેર્યું તેંણે બખ્તર નુરી તન ઉપર.

ઉડયો તુર્ત બાંધી, કમરબંદ કમર,
આવ્યો જંગમા તે ધુંવા સમ ઝબર.

ફર્માવ્યું કે હરએક દરવાઝે સખ્ત,
કરે ભારી લશકર લડાઈ આં વખ્ત.
તે સ્થંભો, ને તેલોમાં સળગાવી આગ,
ને વર્સાવ્યા પત્થરો સર પર અથાગ.

ધુંવા, ને ગોફણુના અવાઝે ઝબર,
થયે નુરી સુર્યનો કાળો ચક્કર.

દીવારો, ને પત્થરના યંત્રો, ને ગર્દ–
થી, થઈ ધર્તિ કાળી, હવા [1]લાજવર્દ.

સર્દારોના શોરે, હાથીના પુકાર,
ગોરઝ ભારીથી, શમશીરે આબદાર.

હતા સંગ લડતા ગોયા મેહેરોમાહ,
તિરોના વર્સાદે, ને ગર્દે સેપાહ. ૨૫૧૯

ને એવું તો ઢંકઈ ગયું આસમાન,
નઝર નુરી જોઇ શકી ના જહાન.

સળગ્યા સિયા તેલે સ્થંભો ઝબર,
બળ્યા [2]કાઠી સમ હુકમથી દાદગર.

પડયો કીલ્લો, ગોયા કે ઊંધો થયો,
જાંણે પાહાડ જગ્યાથી નિકળી ગયો.
કીલાથી નિંચે કંઇક તુરકી નિદાન,
પડયા ઊંધે મસ્તક સિંહોના સમાન.

લાંવેચ ગેતી જો બખ્તે બદ જે ઉપર,
આવેચ તેનું અંચિતું ફાંદામાં સર.

૧–બ્લુ રંગની. ૨--સુકકાં લાકડાં.

લડાઈનો ઉઠી રહ્યો ત્યાં પુકાર,
ફતેહમંદીમાં ફ્ઓજે શાહની અપાર.

ને કીલ્લાના બાકાં તરફ કીધાં સર,
આવ્યો દોડી ત્યાં રૂસતમ કીનાવર,

ખબર તુર્ત પાંમ્યો એ અફ્રાસેયાબ,
કે બન્યો છે કીલ્લો શાહરનો ખરાબ.

તો આવ્યો ગોયા ગર્દ અફ્રાસેયાબ,
કહ્યું ગરસીવઝને, જેહનને, શીતાબ.

છે કીલ્લાની દીવારે તમને શું કામ?
સેપાહનો કીલ્લો જોઈયે તેગે તમામ. ૨૫૨૦

ઝમીં, મુલ્ક, પોતાના ફરઝંદ, કાજ,
પોતાનાં ખઝાના, ને [1]પયવંદ કાજ.

તમો એક બીજા બાંધો દાંમનને ખાસ,
ન ટકવા દીયો શત્રુને આસપાસ.

સેપાહ તુરકીઓની, ગોયા પાહાડ ખાસ,
ગયાં ટોળેટોળાં તે બાકોરાં પાસ.

વળગ્યા તેઓ સિંહ મીસાલે અપાર,
કે ઊઠ્યા તે બંધે તરફથી પુકાર.

ને ધુંજ્યા સવારો તુરક ગોયા [2]બીદ,
ઝમીં, મુલ્કથી, રહ્યા થઈ નાઉમીદ.

પછી એમ રૂસતમને કહે શાહરયાર,
કે પ્યાદા જેઓ કોઈ હોય નેઝેદાર.

લાવે પેલાં બાકાંની જગ્યે અગર,
તેંમજ પ્યાદાઓની જે હોય કીનાવર.

તીરો, ઢાલ, ભાથા, ને તેગ આબદાર-
ની, બે ટુકડી પ્યાદા, પૂઠે નેઝેદાર.

૧–ખેશીએ. ૨–નેતરનું ઝાડ.

મદદ તે પુઠે જંગી ઘોડે સવાર,
કે કામ આવે, જંગ સખ્ત થાએ જેવાર.
તે બે ટોળાંથી પ્યાદાઓ, ને સવાર,
આવ્યા પાહાડ સમ જંગમાં તે અપાર. ૨૫૨૧
કે લાવ્યો તે બાકાં કણે કુલ સેપાહ,
ગોયા મસ્ત સિંહ રૂસ્તમે કીનેખાહ.
ચઢયો ગર્દ સમ તે કીલાની ઊપર,
સિયાહ [1]ઝુંડો નાંખ્યો ઊંધો સર બ સર.
બલુરંગ નિશાંની ઈરાં તાજવર–
નો ઝુંડો મુકયો સિંહ સુરત દેઝ પર.
ફતેહમંદીનો શાહે ફઓજે ઈરાન,
ઊઠયો શોર તે જંગગાહ દરમેયાન.
કે ગઈ મારી તુરકી સેપાહ ભારે સખ્ત,
ને વળ્યું [2]કીનાખોરનું ઊંધું બખ્ત.
થતી જંગ પુર જોશમાં જે સમે,
ધર્યાં કયેદી બે તેમાંથી રૂસતમે.
હતા જે જેહુન, ગર્સીવઝ, જંગી સખ્ત,
ટકેલું હતું જેથી તુરાંની તખ્ત.
હતો એક ભાઈ, મુંબારક પિસર,
આવી એમ બદબખ્તી તેઓને સર.
પછી થઇ શહરમાં તે દાખલ સેપાહ,
સેપાહ એવી દાગેલ, બની કીનેખાહ.
કીધાં મોંહ ખુંનામર્કો તારાજી પર,
થયા હાય અફસોસ શોરો ઝબર. ૨૫૨૨
કીધા શોર સ્ત્રી બાળકોએ તમામ,
ગયાં છોડી ઇરાંનીઓ માટે ધામ.

૧–તુરકીઓનો. ૨–અફ્રાસ્યાબનું.

કેટલાં બાળો નાના, ને બી.ના રહયાં,
હાથીઓના પગ નિંચે કચડઈ ગયાં.

હવા સમ ગયું નાસી તુરાંન શેહેર,
ન યાદ આવ્યાં કોઇનેબી મુલ્કો, ને ઘેર.

ભરઇ આંખો રડવા થકી લોહીએ સખ્ત,
થયાં ઊંધાં તુરકી દીલેરોના બખ્ત.

થયાં કયેદી ગંજો, ને ફરઝંદો, ઝન,
કે જીવ ઝખમી આંસમાંથી, તીરોથી તન.

પછી મેહેલમાં આવ્યો અફ્રાસેયાબ,
ખુને, દર્દે, પુર દીલ આંખોમાં આબ.

હતો દેઝમા મેહેલ તેનો અગર,
ત્યાં આવ્યો કીધી શેહેર પર તે નઝર.

મુઆ જોયા બે ભાગ જંગી મુદામ,
બીજા જોયા જંગથી ફરેલા તમામ.

સર્દારોના શોરો, ને બાંગે સવાર,
હાથી પીઠે વાગે નગારાં અપાર.

જોતા હાથી જીવતાં મનુષ્યો અગર,
તો કરતા તેને ગુમ ઝમીંથી ઝબર. ૨૫૨૩

ધુંઓ, ને ફર્યાદો, શહર દરમેયાન,
હતી આગ, અને લુંટ, સઘળે તુફાન.

ખુશી એક, બીજો ભર્યો દર્દો ને ગમ,
છે ત્રણ પાંચ દીનની એ જગની રસમ.
જો અફ્રાસેયાબે દીઠું એવું કામ,
ઊંધી જંગ વળેલી, ને દહેશત તમામ.

ન જેહુન, ન ભાઇ, ન મુલ્કો, શહર,
ન તખ્તો, ન શાહી, ન ગંજો, ગોંહર.

બોલ્યો દીલના ગમ, દર્દથી, તે તમામ,
કીધું શું ઉંધું મુજથી આંસ્માંને કામ.
જોયું છે મેં આંખોએથી કે આં વખ્ત,
આવ્યો મુજ કપઈ મરવા ખ્વારીથી સખ્ત.
આવ્યો મિનારાથી નિંચે દર્દે પુર,
દોઆ તખ્ત બુઝરગને દીધી ઝરૂર.
ને બોલ્યો જોવશ કયારે તુને હું બસ?
ખુશી સાથે રાહત મઝાને દીવસ.
પછી ગુમ થયો ત્યાંથી પાગલ સમાન,
ઉડ્યાં પક્ષી માંફક તેના હોશ ધ્યાન.
હતા તે કીલાના મહલમાંથી છેક,
ઝમીન નિંચે રસ્તોબી કીધેલો એક. ૨૫૨૪
જે માટે હતી કોઈ ન વાકેફ સેપાહ,
કે છે એવી કીલ્લા નિંચે કોઈ રાહ.
ચુંટયા જણ બસો નાંમદારો મેયાન,
થયો ગુમ ઊગટ રાહને રસ્તે નિદાન.
ધર્યું ત્યાંથી નિકળી બેયાબાં, મુદામ,
પડયો અચરતિમાં મુલક તે તમામ.
ન કોઇએબી ગેતીમાં આપી નિશાન,
થયો એ રીતે ગુમ અચાંનક નિદાન.
તેના મેહેલે કયખુસરૂ આવ્યો જેવાર,
લાવ્યો પગ તળે તેનો [૧]કયવાં તેવાર.
તેના તખ્ત ઝરરીન ઉપર બેઠો શાહ,
કે સંગ પહલવાનો, ઝરીની કોલાહ.
કીધી જુસ્તજુ તેની નિશાંનોની,
મળીના તે સરદારે પહલવાનોની.

 ૧–યાને શનિશ્ચર સીતારાના જેવો તેનો મેહેલ.

પુછે શાહ જેહન ગર્સીવઝને મુદામ,
શાહે ફ્રુઓજે તુરકીના કામે તમામ.
ગયો કેમ ? ક્યાં તેની આરામગાહ ?
થયો ગુમ હયાંથી, લીધી ક્યાં પનાહ ?
હરેક વાતો ખુસરૂએ સમજી નિદાન,
મગર કેથે તેની મળી ના નિશાન. ૨૫૨૫

ઇરાંનીઓને કહે ફ્રુતેહમંદ શાહ,
કે થાય ગુમ દુશમન તજી તખ્તગાહ.
તેના કમ રહેચ ગેતીમાં નામ કામ,
તેને મરવું, જીવવું છે, સરખું તમામ.
ચુંટી કાઢ્યા દાંના સેપાહથી તમામ,
લડાએક, સરદારો, કરનારા કામ.
કહયું તેઓને એમ કે આબાદ રહો !
તનો, દીલ, તમારાં ભર્યાં દાદ રહો !
તે બદબખ્ત તુરકીના ગંજોનો દર,
દીધો તમને, કરજો કુશીશો ઝબર.
ન થાય એમ કે આં મેહેલે અફ્રાસેયાબ–
માં, નાંખે ફલકથી કીરણ આફતાબ.
તેની પરદેપોશ ઓરતોના પુકાર,
ન ચાહતો કે મેહેલેથી આવે બાહાર.
મોકલ્યા નિગેહબાંનો ટોળાંના ખાસ,
હતાં જાંનવર જે કીલા આસપાસ.
દીધું દુઃખ ન શાહે તે ખેશીને એમ,
ઘટારત જેવી રીતે શાહોને તેમ.
તેનું કામ એ રીતે જોયું જેવાર,
તો બડબડવા લાગી સેપાહબી તેવાર. ૨૫૨૬

કે આવ્યો છે હુયાં શાહા ખુસરૂ તો એમ,
ગોયા આવે મહેમાં પિદર પાસ તેમ.

ન યાદ આ,વતું જેને ખુંને પિદર,
કે બેદાદે ખંજરથી કાપ્યું જો સર.

તથા તખ્તથી તેની માંદરને ખાસ,
ઉઘાડી ખેંચી કાઢી રસ્તાની પાસ.

પળેલો છે ભરવાડ, ગોસ્ફંદ, મ્યાન,
સુખી શાહા બકરીને ધાવી નિદાન.

ન કેંમ ચિત્તા જેવો, ને ચુંગાળ તેઝ?
થી, કરતો [1]તેના મેહેલમાં રસ્તખેઝ?

મકાં, મેહેલ, તેના નિચે લાવી દે,
તેના ખેશીઓનેબીં સળગાવી દે.

પછી ઇરાંનીઓની સારી ખબર,
પડી ખુસરૂને રફતે રફતે અગર.

તેરાવ્યા તેંણે દાંનાઓ કોઈ પાસ,
કીધી વાતો કંઇ એક તેઓ સાથ ખાસ.

ઘટે તુંન્દી કરવી જગાએ ન હર,
વખાણવું ન ડાહપણ વગરનું જે સર.

કીના સાથે ઇન્સાફ હોય તે સરસ,
કરવી યાદ કીર્તિ મુરાદોમાં બસ. ૨૫૨૭

કે કીર્તિ જ રહે છે અમર આ જહાન,
ઝમાનો ન કોઇથી રહે જાવેદાન.
ફલક ફરતું હર કો,ઇથી આં મગર,
ધરાવે છે બળ ઝુલ્મ કરવા ઝબર.
પછી એમ બોલ્યો તે શાહે જહાન,
લાવો પર્દેપોશોને, પરદે નિદાન.

૧–યાને અફરાસ્યાબના.

છે પર્દેનશીં શાહની બેટીઓ જે,
નથી આવી પર્દાથી કોઈ બાહાર તે.

મળી એ ઇરાંનીઓને જો ખબર,
તો દોડી ગયા મેહેલમાં કીને તર.

હતા ધારતા પહલવાંનો દુરસ્ત,
કે ખુસરૂ તેનો કરશે પુરોજ વખ્ત.

જવા ચાહતા ખ્વારીથી લઈ તેને ખાસ,
ને ધારતા હતા કાપીને કરવા નાસ.

## અફરાસિયાબની ઓરતોનું કયખુસરૂ પાસેથી જીવતદાન માંગવું અને તેણે જીવતદાન આપવું.



આવ્યા મેહેલથી ઝારીઓના પુકાર,
કે અય શાહા ઇન્સાફી, દાંના, અપાર!

તું જાણે છે લાચારો છઇયે તમામ,
નથી ખ્વારી, બેશર્મી, લાયક મુદામ.

વડીલ બાનુઓની આવી શાહા પાસ,
રૂદન કરતી બેટીઓ લઈ સાથ ખાસ. ૨૫૨૮

હતી બાંદી સોસો હરેક બેટી પાસ,
હતાં સઉને સર તાજ યાકુતી ખાસ.

હતાં નુરી ખુરશીદ, તેંમણા ગોંહર,
જે ટાંકેલાં કસ્બી લીબાસો ઉપર.

ધરી હાત હતી સઉએ સોનેરી જામ,
નિચાં દીલ હતાં શાહના ડરથી તમામ.

ભરી કસ્તુરી, યાકુતો ઝર ગોહર,
શરમથી હતાં નિચાં સર્વેના સર.

ને એક હાથે ધુપદાન, એક હાથે જામ,
જેમાં જળતાં અંબર, ને ચન્દન તમામ.

શનિશ્ચર ગોયા આંસમાંથી ઝબર,
સિતારાઓ છાંટતો ઝમીનની ઉપર.

બાંનુઓની સરદાર ગઇ તખ્ત પાસ,
દોઆ પાદશાહ પર કીધી ભારે ખાસ.
પળેલી તે બેટીઓ લાડે તમામ,
નમન જેણે કીધું એ રીતે મુદામ.

અને ઝારઝાર તે રડીબી તમામ,
હતી ખ્વારી, ઝારીમાં, જીવતી મુદામ.

પડયો લાડ કીર્તિથી, જે કોઇ બસ,
તે પર કરજે બક્ષેશ રંજને દીવસ. ૨૫૨૯

દોઆઓ કીધી દુઃખમાંબી ઝબર,
કદમ નેક, નર ઓ સખી તાજવર!

થતે કેવું ઠીક, જો ઝમીને તુરાન!–
થી, દીલ કીને દુઃખી થતે ના નીદાન!

તો આવતે તું હયાં કરવા શાદી આરામ,
ને શાહોથી આવતે પયામો સલામ.
થતે આં મુલકનો તું માલીક શાહ,
બે પગ વાળી બેસ્તે શાહી તખ્તગાહ.

ઊંધી રીતે સ્યાવક્ષ થતે ના તબાહ,
મગર ફર્યા ઊલ્ટાજ ખુરશીદ માહ.

અફ્રાસ્યાબ બદઝાતે કીધું જો એમ,
તુંથી જોશે ખાબેબી માફી તે કેમ?

દીધી બહુ શિખામણ, નફો ના થયો,
શિખામણથી સર મુર્ખ ફેરવી ગયો.

ગવાહ છે એ માટે મારો કીરદેગાર,
કે વરસીતી લોહીની બે આંખોએ ધાર.

તથા તારો બેશી જેહન મુજ પિસર,
ઘસાય છે જે તુજ બેડીમાં સર બ સર.

કે સ્યાવક્ષને માટે મારા મેહેલ મ્યાંન,
હતાં કેવાં ગમગીં મારાં દીલ ને જાંન. ૨૫૩૦

કે અફ્રાસેયાબ આં નરે બદ વિચાર,
સુની બહુ શિખો, પણ નફો ના લગાર.

તો હુયાં તક કે આવ્યો દીવસ એવો સર,
થશે પાદશાહી તળે ને ઊપર.

કે તારાજ કીધાં કમરબંદ કોલાહ,
પડયો સર ઊંધે, ને થયો દીન સિયાહ.

કઝા છે ભલી એવી ઝીંદગીથી હાલ,
ઝમાનાએ ફાડી ગોયા તનની ખાલ.

હવે બેગુનાહોની રાહે મગર,
તું કર શાહોની રીતે અમ પર નઝર.

છીયે આસરે પાક ખુસરૂ તણાં,
સમજશું ન જગમાં તેના નામ વણાં.

બદી કીધે અફ્રાસેયાબ જાદુગર,
ન કરતો શિતાબી તું નીર્દોષો પર.

ખોઆરી, ઝખમ, ખુન રેડવાથી, આય,
મળે શું ઊંધી જંગે પાપો સીવાય?

નથી શાહોને એ ઘટારત અગર,
કે કાપે કોઇ બેગુનાહોના સર.

શહા છે તું માટે [1]જગા આં સીવાય,
ન કોઇ રેહેશે ત્રણ પાંચની ગેતી મ્હાય. ૨૫૩૧

એવુંજ કર કે પુછે તુને દાદગર,
તો શર્મે ન થાય નીચું ક્યાંમતે સર.

સુની ખાધો કયખુસરૂએ પેંચ સખ્ત,
લીધે આંય બાંનુઓ બરગશ્ત બખ્ત.

તે પરદેનશીંનોના દર્દો, ને ગમ–
થી, રાતા થયા ગાલો ચેરાગ સમ.

થયાં દર્દે, દાંનાના ઝખ્મી જીગર,
કીધાં બાળ સી યાદ સઉએ અગર.

દોઆ ચાહી સઉ બુઝરગોએ મુદામ,
અમીર, ફઓજના અફસરોએ તમામ.

કે કીનો એઓથી શહા નેકનામ,
ભલું, નાલીચે ખુદા ખાતર તમામ.

કહયું એંમ કયખુરારૂએ હોશમંદ,
કે જે કોઈ ચીઝો નથી મુજ પસંદ.
બુરાઈ તે લાવીશ ન કોઇની ઊપર,
ગમે એવું દીલ હોય મુજ કીને તર.
કે આં કામો તે નામવરના બુલંદ,
વીચારૂચ તો પડતાં નથી તે પસંદ.

કીધી નેંક માંદરથી મારી, ભુંડઇ,
કરશ તેવી કોઇથી નહીં હું બુરઈ. ૨૫૩૨

કહયું પાછાં ફરવા તેઓને મકાન,
એવો પાક ઝાદો તે શાહે જહાન.

૧–પેલી દુન્યા.

કહયું તેઓને કે રહો તમ નચિંત,
કહું છું તે મુજ વાત સમજો ખચિત.

હવે તમને મુજથી ન ડરવાનું કંઈ,
બદ્દો જેવી મુજમાં નથી બેવફઇ.

બદ્દી તનને કોઈથીબી થાશે નહીં,
જે કરશે, તેનો વખ્ત લંબાશે નહીં.

તમારા મહલમાં નચીંત રહો તદન,
સપુરદ કરી રબને જાનો ને તન.

કહે ઈરાંનીને ફતેહમંદ બખ્ત,
રબે દીધાં મુલ્કો, ઝમી, તાજ, તખ્ત.

કીધું આપણે હાથ શેહેરે તુરાન,
થયું જે ઈરાં સમ તમારૂ મકાન.

તો દીલથી કીનો દુર સઉ બસ કરો,
ને માયાથી આં મુલ્કને વસ કરો.

દીલે ડર ભર્યાં આપણાંથી છે કુળ,
બની લોહીએ કાદવ મુલકની આં ધુળ.

પ્રથમમા ઘટે લેવું નરમીથી કામ,
ન કરવો શુરૂ જોઇયે ઝગડો તમામ. ૨૫૩૩

હું આપુ છું તમને આં ગંજે તુરાન,
ન કે કરતો ઉપકાર તમ પર નીદાન.
કુશીશ કરજો નેકી તણી બેશુમાર,
[1]શીયાળો દીઠો તો હવે જુઓ [2]બાહાર.

આં મુજ ફઓજને હું હવે ઢીલ વગર,
કરૂ છું દીરમ ગંજથીં તર બ તર.
હવે હાથ ખેંચો ખુનોથી ઝબર,
નહીં કાપવાં બેગુન્હાઓના સર.

૧–ઠંડીનું દુ:ખ. ૨–વસંતનુ સુખ.

નથી મહીં ગુસ્સે સહજમાં થવું,
ને હોય નિચે પડયો, તેને છુંદવું.

ફેરવજો તમો પર્દે પોશોથી ચહર,
ને જે બાહાર પર્દે જ નિકળેચ અગર.

ફેરવજો પરાયા કુલ અસ્બાબે સરં,
જે ખાતર બનેચ દોસ્ત, દુશમન ઝબર.

નથી દાદગરને પસંદ એ મગર,
કે કરવો સિતમ બેગુનાહો ઉપર.

જે કોઇ કે નસીહતો મારી ધરે,
ઘટે ના જગા મારી [૧]વિરાં કરે.

બીજું, ગણુશે નેંહસ્તી, ને બેદાદગર,
જે સરદાર કરશે વિરાં આં શહર. ૨૫૩૪

કહે તે પછી ફ્ઓજને તાજવર,
બોલે તુરકી લશકરના ગંજોનો દર.

સિવા [૨]શાહનો ગંજ ખાંનગી જે ઝબર,
ન હાથ નાંખવા હક જેમા કોઇને ગર.

દીધો બાકીનો બક્ષી, સરવે સેપાહ,
શું ગંજો, શું હથ્યારો, તખ્તો, કોલાહ.

વિખ્રાઇ જે હર તર્ફ ભારે સેપાહ,
તુરાંનીની, તે આવી નઝદીક શાહ.
પનાહ આપી તેંમણે નવાજી તમામ,
ને સગવડબી હર કામે દીધી મુદામ.
દીધા હીસ્સા તુરામાં સરદારોને,
દીધાં શેહેર એકકબી નામદારોને.

જે મુલ્કે, જે કોઇએ, ન માન્યું ફરમાન,
ન બચ્યા દીલેરોને હાથેથી જાન.

 ૧–તારાજ. ૨–અફ્રાસેયાબને.

થયા સર્વે મુલ્કોના શાહો ગુલામ,
પુગી જો ગયા સરદારોને પયામ.
જવા એલચી હર તર્ફથી શાહા પાસ,
કીધાં એક પછી એક મોંહ રસ્તે ખાસ.
જે સાથે સરદારોના હદયા પયામ,
થયા એક પછી એક શાહના ગુલામ. ૨૫૩૫

## કયખુસરૂનુ કાઊસ ઊપર પોતાની ફતેહની વધાઇનું નામુ.

તેર્યો નામું લખનાર મુનશીને પાસ,
કહયા શબ્દો લાયક હતા જેબી ખાસ.
દોઆ કીધી અવ્વલ તે નામાને સર,
બદી જેણે ગેતીથી ધોઇ તે ઊપર.
વડો જાદુગરનો ઊંધો નાંખ્યો સખ્ત,
કીધું એવું બેદાર, ઊંઘતું જે બખ્ત.
તેનાથીજ છે ઝોર, દાનાઈ, દાદ,
હરેક ગમ દુઃખીઓ તેનાથી છે શાદ.
બીજી વાત, કે બખ્તે કાઊસ શાહ,
અકલમંદ, બુઝરૂગ, અને નેંકખાહ.
થયો તાબે ગંગદેઝે અફરાસેયાબ,
પડયું છે તેનું બખ્ત કરવાને ખાબ.
એકજ જંગમા તેના જંગી સવાર,
ગોરઝ ભારી સાથેના બાહદુર અપાર.

ખચિતજ મુઆ તેના ચાળીશ હજાર,
લડાઈમાં ગુલઝરરયુનની અપાર.
પછી એક પવનબી એવો આવ્યો સખ્ત,
ઊખડ્યાં થડો, ડાળી, સાથે દરખ્ત.
ડુબી ફ્રઓજ પાણીમાં તેની અપાર,
અમો પર હતી જીત મેળવવા તયાર. ૨૫૩૬
ગયો ત્યાંથી તે તર્ફ બેહેશતગંગની,
કીલો માણુસે પુર, જગા જંગની.
કીલાની તે જંગમા હતા ત્રીસ હજાર,
સમજ તું કે જંગમા મુઆ તેજવાર.
થયું એમ કે જો તે થયો જુલ્મગાર,
અકલ, ને નસીબ, ના થયાં તેના યાર.
બિછાવી સેપાહ જેણે મુલ્કે તમામ,
તે ગેતીથી ગુમ થઈ ગયો છે મુદામ.
કરશ હુ હવેથી તું શાહને ખબર,
થશે મુજ [1]ફતેહ જે દીને સંર બ સર.
ઝરીન મોહોર દાબી તે નામાએ ખાસ,
મોકલ્યું ખુશી ભર્યા કાઉસ પાસ.
પછી આવી બેઠા ખુશાળીમા ખાસ,
ધરી મય પરીચેહેરો ઉભી તે પાસ.
બેઠો ખાવા ગેતીનો શાહ ખુશરંગ,
કે સરદારો નામી, ને દાંનાઓ સંગ.
વસંત આવી ત્યાં તક રહયો તે નિદાન,
બની બેહેશ્ત, રંગો, ને ખુશબુએ જહાન.
થયું લીલાં રેશમ ને રંગનું મેદાન,
યયું ચિત્તાની પીઠ સમ આસમાન. ૨૫૩૭

૧—યાને અફ્રાસ્યાબને પકડવાની ફતેહ.

હરણ, ગોરખરો, લાગ્યાં ફરવા મેદાન,
વખત કંઇ ગયો એમ ખુશી દરમેયાન.
ઉડતાં બાઝો, કુતરા, શિકારો, શિતાબ,
ને [1]પુતળાં તરાઝી, કસ્તુરી શરાબ.
પશુઓ ગોયા ગોરખર સમ ઘણાં,
ફરતાં દીસ્તાં ભારી જે ગર્દન તણાં.
હતી જેની ગરદન ગોયા શેરે નર,
હતા જાંણે સાબર તેના કાંનો સર.
ને મોકળાવી ચારો તરફ કામદાર,
હતો કરતો એમ ગેતીનો કારોબાર.

## કયખુસરૂનું ફગપુરના લશકર સાથ અફરાસિયાબના આવવાથી વાકેફ થવું.



પછી આવી ચીન ને ખુતનથી ખબર,
અફ્રાસ્યાબના ત્યાં જવાની અગર.
મળી તેથી ફગફુરે ચીની ગયોચ,
બધો મુલ્ક ચીન, ચર્ચા ભર્યો થયોચ.
સેપાહ ચીનથી ગુલઝરરયુંન ત્યાર છે,
ને ખાકાંમે ચીન જેવો સરદાર છે.
જે લાકીંમતોનો ખઝાનો તમામ,
છે અસબાબોના ઘોડાઓ, ને ગુલામ.
મોકળ્યા છે ફગફુરે ચીંને તે પાસ,
દોઆ શાહ તરીકે કરી તેને ખાસ. ૨૫૩૮

૧–તરાઝ દેશના પુતળાં જેવી મરદુમો.

છે પીરાંનો ગંજ હાથ આવ્યો અપાર,
દીનારો છે ઊંટો ભરી છ હઝાર.
જો આં ગંજ મળ્યો તો ખુતનથી ખાસ,
સેપાહ એક થઇચ અંજુમનની તે પાસ.
ખબર આવી રાહથી જો એ વાતે ખાસ,
પનાહ પામેલાં પેલાં લશકરની પાસ.
ગયા તે ઇરાનીઓથી સઉ ફરી,
દીનો લેવા માટે કમર તંગ કરી.
નિકળ્યો ખુતનથી જો અફ્રાસેયાબ,
સેપાહ તોડનારી, સેપાહ સંગ શિતાબ.
ઝમીનનેબી ગોયા ન રહી જેની તાબ,
સેતારાબી ગંત્રી કરે ના શિતાબ.
દીધો ચીનથી ખુસરૂની ગમ ચહર,
લડાયક સેપાહ સંગ, દર્દે ઝબર.
પડી ખુસરૂને તે સેપાહની ખબર,
તો રાહમાં મોકલ્યા તલાયા ઝબર.
ને ફરમાવ્યુ ગુદર્ઝે કશવાદને,
ને સાલારે જંગી સિંહ ફરહાદને.
કે રેહેજો હયાં ઇન્સાફ દાંનઇથી બસ,
તલાયા મુકી ફરતા રાતો દીવસ. ૨૫૩૯
તો ગુદર્ઝ બોલ્યો છે તારીજ સેપાહ,
દીનો રાત રેહેશે જે તારીજ પનાહ.
જુએ તુરકીમાં એકનેબી નઝર,
કે દુશમન તણી યાદ કરતો અગર.
તુરત દેજે જીવતોજ ફાંસી ઝબર,
પગો બે ઉપર ને નિંચે કરજે સર.

ન દે રંજ તુને, તો લેતો ના રંજ,
ને સંભાળજે તું સેપાહ, ને આ ગંજ.

## કયખુસરૂ અને અફરાસિયાબનાં લશકરે એક બીજાની લડાઇ માટે સફ ખેંચવી.



આવ્યા છાવણીથી નગારાં તણાં–
અવાજોબી, કર્નાંયો ઘંટના ઘણાં.
સેપાહ એવી આવી બહાર ગંગની,
ધરી ઇચ્છા ખુરશીદથી જંગની.
પડયું શેહેરથી બાહાર તો ખેંચી સફ,
કે લશકર હતું [1]તેનું જયાં તે તરફ.
તફાવત બે ફરસંગ, બે ફઓજ મ્યાન,
તેયાં [2]શાહે પોતાના કુલ પહલવાન.
કહયું આજ રાને ન ખસ્તા લગાર,
ને કરતા ન આરામ ઊંઘનો વિચાર.
કીધા ફરતા મયદાં, તલાયાઓ ખાસ,
ફર્યા રાત ભર જે સેપાહ આસપાસ. ૨૫૪૦
થોભ્યો એક હફતો તે મુકામ, જયાં,
કીધો ત્યાર જંગનો સરનજામ ત્યાં.
આવ્યા આઠમે દીન તલાયા તે રાહ,
કહે એમ ખુસરૂને આવી સેપાહ.
એવી રીતે શાહે સજાવી સેપાહ,
કે જંગની કરે ઇચ્છા ખુરશીદ માહ.
અફ્રાસ્યાબે જોયું તે લશકર તરફ,
તો આવ્યો તે સાંમો, અને ખેંચી સફ.

૧–યાને અફરાસિયાબનું. ૨–કયખુસરૂએ.

કહયું દાંનાઓને આં જંગનુ મેદાન,
છે મુજ દીલથી મજલીસો, ખાઓ, સમાન.
હતો તખ્ત પર શાહ કરતો હું ખાબ,
થઈ જંગ બંધ તો હું બન્યો [1]શીતાબ.
હવે થાકો છું નાસભાગે ઝબર,
છે દીલ જંગ ભર્યું, કીને ભર્યું સર.
ન માલુમ ફતેહમંદ ખુસરૂ થશે,
યા મુજનો ઝમાનો નવો થઈ જશે.
હરીફ તેનો બનવાનો રાખુંચ વિચાર,
ગમે થાય દુઃખ, મઓતથી, ઇચ્છા પાર.
બોલ્યા દાંના જે કોઈ હતા તે મુદામ,
શું ખેશીઓ, કે શું પરાયા તમામ. ૨૫૪૧
ઘટે જો અગર શાહાને જંગ મુદામ,
તો આં દોડધાંમો, સેપાહનું શું કામ?
દરેક ચીની, તુરકી, તારી પાસ છે,
શું ખેશી, બીગાનાઓ, જે ખાસ છે.
છીયે ત્યાર કરવા ફીદા જાનો તન,
અમે જ્યારથી તુને દીધું વચન.
અગર સોબી મરશું, તો આવબે હઝાર,
ન ગણુ તારૂ તન એવું હલકું લગાર.
અમો નેંકખાહ છીયે તારા તમામ,
જીવ્યેચ તાજના દબદબેથી મુદામ.
પછી શોર ઊઠ્યા સેપાહ દરમેયાંન,
ભર્યાં જંગ, જોશે, ઝમીં, ને જહાંન.
સિયાહ ગર્દથી દીસ્યા તારા અગર,
બલુ બન્યો સુર્યનો પીળો ચહર.

(વાલ્યુમ દસમું સમાપ્ત.)

[1] અધીરો.

આ ફીરદોસી શાહનામું ગુજરાતી બએતોમાં ભાગ ૧૦ મો. નંબર ૨૩૭, બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધ્યે આવેલાં "નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ"માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ભીંમરડીવાલા બીલ્ડીંગ, વાડયાસ્ટ્રીટ, તારદેવ, મુંબઇ મધેથી મી૦ રૂસ્તમ નઓશેરવાન માસ્તર "આદીલે" પ્રગટ કર્યું છે.